

શ્રી દામોદરરાયજી અને શામળિયાજી ભગવાન
ભક્તરાજ નરસિંહ મહેતા સાથે

# અનુક્રમણિકા

## આ પુસ્તકમાં ચિત્રો છે તેને અંગે

# નિવેદન

| | |
|---|---|
| ૧ "નવનારી કુંજર" | વડોદરાના ચિત્ર-સંગ્રહમાંથી શ્રી. મેં. હિરાનંદ શાસ્ત્રીની સૌજન્યતાથી મળેલું છે. |
| ૨ કિશનગઢવાળું શ્રી નરસિંહ મહેતાનું ચિત્ર | કિશનગઢના રાજમહેલ ખાતાના અધિકારી સાહેબની સહાનુભૂતિથી મળેલું છે. |
| ૩ ગોપનાથ મહાદેવનું મંદિર અને ૪ નરસિંહ મહેતાની નિશાળ (તળાજા) | શ્રી. રા. રા. વલ્લભરાય પ્રતાપરાય નાણાવટી, ભાવનગર ઇનામદાર તરફથી ખાસ ફોટોગ્રાફ-પડાવીને મળ્યા છે. |
| ૫ શ્રી નરસિંહ મહેતાનો ચોરો (જુનાગઢ) ૬ શ્રી રાસ-ચોરો (જુનાગઢ) ૭ દામોદર કુંડ અને ગિરનારનો દેખાવ | જુનાગઢના પ્રખ્યાત ફોટોગ્રાફીક સ્ટુડીઓવાળા શ્રી. રા. રતિલાલ એન. ભટ્ટની સહાનુભૂતિથી. |

ઉપરની વિગત પ્રમાણે સહૃદયી સજ્જનો તરફથી ચિત્રોને અંગે બહુ મદદ મળી છે, તેને માટે ઉપકારથી તેમનો આભાર માનવાની તક લઇએ છીએ.

નરસિંહ મહેતાના ચોરા સમિતિના કામગાર–રા. રા. હીરાલ જન્મશંકર વૈદ્ય–જેઓએ ઉજાગરણથી આ પુસ્તક તૈયાર કરાવવામાં સર્વાંગે બહુ કાળજી કરી છે,' તેની નોંધ આભારસહ કરવી જ પડે; અને પુસ્તકને અંગે છેવટની સહાનુભૂતિપૂર્વક તપાસણી કરી અનિ સરળના કરાવી આપવા માટે, ગુજરાતના પ્રખ્યાત કવિ શ્રી 'લલિત'ના અમે આભારી છીએ.

અમદાવાદના જાણીતા 'મજૂર મુદ્રણાલયે' આજના કટોકટીના સમયે "શ્રી નૃસિંહ મહેતાના જીવનનાં સ્મરણો", ઉત્સાહપૂર્વક મેળવાવી કાળજી અને ચીવટથી તૈયાર કરેલ છે, તેને માટે એ સંસ્થાના વ્યવસ્થાપક અને કામગાર મંડળનો જેટલો આભાર માનીએ તેટલો ઓછો છે... અસ્તુ !!!

'શ્રી નૃસિંહ મહેતાના જીવનનાં સ્મરણો'ની આ બીજી આવૃત્તિ ટૂંકી મુદતમાં જૂનાગઢના જાણીતા "બજરંગ પ્રિન્ટીંગ પ્રેસ"ના વ્યવસ્થાપક અને કાર્યકરોએ તૈયાર કરાવી આપી છે તેને માટે અમે આભાર નોંધ કરીએ છીએ.



# પહેલી આવૃત્તિ

## શ્રી નરસિંહ મહેતાના ચોરાની સંસ્થા તરફથી ગ્રન્થકર્તા અંગે એજ વચન

---

**પ્રભુના પ્રેમ-ભક્તરાજ 'શ્રી નરસિંહ મહેતાજીના જીવનનાં સ્મરણો'** નામનો, અવનવો કવિ-ચરિત્ર ગ્રન્થ, જુનાગઢના સાક્ષર શ્રીયુત્ રા. ગ. **બાપુભાઈ જાદવરાય વૈષ્ણવ, બી. એ.,** એમણે અથાગ ચિર પરિશ્રમે, છતાં કેવળ અનન્ય ભક્તિભાવથી તથા સત્યાન્વેષક સમર્મ વિવેકથી, વિગત વિવેચન સહિત રચીને, આ વર્ષે તૈયાર કરી આપેલ છે, તેથી **શ્રી નરસિંહ** ચોરાની આ સંસ્થા તરફથી તે ગ્રન્થને, પૂર્ણ કૃતાર્થ ભાન, આજ પ્રસિદ્ધ કરતા અમને અપૂર્વ આનંદ થાય છે.

**વિદ્વાન,** છતાં વિનય-વિવેકી ગ્રન્થકર્તાની આ અમૂલ્ય સેવા માટે અમારી આ સંસ્થા તરફથી, નાગરી નાત તરફથી, તથા ગુજરાતી ગુણજ્ઞ જનતા તરફથી, તેમનો અત્યંત ઉપકાર માનવામાં આવે છે.

**શ્રી** પ્રભુ પાસે એટલું જ માગીએ કે, શ્રી. બાપુભાઈ, છે તેથી વિશેષ ગુણ-મધુર 'વૈષ્ણવ જન'ને પ્રભુભક્ત સદૈવ રહે, અને આવા વિશેષ ગ્રન્થો લખ્યા કરે ! ! અસ્તુ !

| | |
|---|---|
| તા. ૨-૧૦-૪૦ | નૃસિંહપ્રસાદ કહાનદાસ નાણાવટી |
| | વ્યવસ્થાપક |
| જુનાગઢ | શ્રી નરસિંહ ચોરા સંસ્થા |

# બીજી આવૃત્તિ

'શ્રી નરસિંહ મહેતાના જીવનનાં સ્મરણો'ની પ્રથમ આવૃત્તિ પ્રસિદ્ધ કરતાં, તે સમયના વ્યવસ્થાપક શ્રી. નૃસિંહપ્રસાદ કલાનદાસ નાણાવટીએ શ્રી. બાપુભાઇ જનકરાય વૈષ્ણવને માટે જે નિવેદન કર્યું છે તેમાં વિશેષ ઉમેરો અમારે કરવાનો રહેતો નથી. આટલું કહેવું જોઈએ કે શ્રી. રા. રા. બાપુભાઇએ "શ્રી. નૃસિંહ મહેતાના જીવનનાં સ્મરણો' શ્રી. નૃસિંહ મહેતાસેવ્ર અર્પણ કરેલ છે; બીજી આવૃત્તિ બહાર પડે છે તે સમયે તે જુનાગઢમાં છે તે સુમયોગ અમને પ્રાપ્ત થાય છે પ્રથમ આવૃત્તિની નકલો ખપી ગઈ અને તે-પુસ્તકની માંગ ચાલુજ રહેવા લાગી એટલે અમે જન સમાજની સેવામાં આ બીજી આવૃત્તિ મૂકીએ છીએ. આશા છે કે ગુણુજ્ઞ સજ્જન મહાજન પહેલી આવૃત્તિની પેઠેજ આ બીજી આવૃત્તિની પણ કદર કરશેજ.

ઘણા નમ્રભાવે અમારે નિવેદન કરવાનું છે તે એ-કે, ચાલતા' દેશકાળ સંયોગોમાં 'શ્રી નૃસિંહ મહેતાનાં જીવનનાં સ્મરણો' 'નવી ઘડતર' ઉછરતા યુવાનોની થવામાં છે તે કાર્યમાં-સંપૂર્ણ ફાળો આપે, એવી ગોઠવણ દેશના હિતૈષી અગ્રણી કાર્યકરોને હાથે થવી ઘટે છે. અને અમે આશા રાખીએ છીએ કે યુવાન વર્ગને આપણા ગુજરાતના આદ્ય કવિ'નાં સાહિત્ય સંસ્કારનો અલભ્ય લાભ મળે એવા ઉદ્દેશથી આ પુસ્તક શાળાઓ અને કોલેજોના અભ્યાસ ક્રમમાં 'પાઠ્ય પુસ્તક' તરીકે આપણા કેળવણીકારો જરૂર ગોઠવશે તો ગુજરાત સમસ્તને બહુ ઉપકારક થઇ પડશે.

સુરતરાય અંબાઈદાસ વસાવડા
ચેઅરમેન
શ્રી નરસિંહ મહેતા ચોરા કમીટી

# આમુખ

[ શ્રી હરિસિંહભાઇ વજુભાઇ દિવેટીયા, એમ એ એલ્ એલ બી
નિવૃત્ત ન્યાયમુર્તિ, મુબાઇ વરીષ્ઠ કોર્ટ
નિવૃત્ત મુખ્ય ન્યાય મુર્તિ, સૌરાષ્ટ્ર
અને વાઇસચાન્સેલર ગુજરાત યુનિવરસીટી અમદાવાદ ]

**ન**રસિંહ મહેતાનું નામ છેલ્લા પાંચસો વરસથી, મહાગુજરાતમા પ્રખ્યાત છે. એના પદો, ભજનો અને પરભાતીયાઓ ઘેરઘેર ગવાય છે ગુજરાતી કાવ્ય રચનામા અનેક પરિવર્તનો થયા શૈલી બદલાઇ, રાગ બદલાયા, પ્રાસ બદલાયા, કાવ્યની વસ્તુઓ પણ બદલાઇ, છતા આ આદિકવિની લોકપ્રિયતા હજી ટકી છે તેનુ કારણ શુ ?

નવીનતાનો મોહ કેટલેક અંશે કુદરતી છે, પણ સનાતન સત્યો તો તે મોહ ઉતરી ગયા પછી પણ મનુષ્યનુ હૃદય આકર્ષે છે અને જેટલા તે તનપદી સરલ અને સચોટ ભાષામા વણાયા હોય તેટલા તે ચિરંજીવ રહે છે. આ નરસિંહ મહેતાની લોકપ્રિયતાનુ એક રહસ્ય

બીજુ રહસ્ય તે ગુજરાતના ~~ભક્તિ પ્રધાન~~ માનસને સ્પર્શે એવું— હૃદયમાથી નીકળતા ઉદ્ગારો પરસેવો પાડીને ખાસ કરીને હાલના ઘણા કવિયો કવિતા બનાવે છે, અને તેથી શબ્દભારમા અર્થ ઘણી વખત ગુંગળાઇ જાય છે પણ હૃદયના કવનમા તો શબ્દ અને ભાવ એટલા સુસંગત રહે છે કે બન્ને એક બીજાનુ ગૌરવ વધારે છે અને વાચનારના મનની સપાટી ઉપર નહિ પણ તળીયા સુધી પહોંચે છે એટ કવિનુ આજ લક્ષણ અને તે ધોરણે નરસિંહને શ્રેષ્ઠકક્ષાના કવિ તરીકે માનવામા અતિશયોક્તિ નહિ ગણાય.

રૂપકનો છૂટથી ઉપયોગ કરી, આધિભૌતિક સત્યોને ભૌતિક ભૂમિકા ઉપર આણી, મનુષ્ય જીવનનો ઇન્દ્રિય-શરીર વ્યાપારોમાં એમની ગુંથણી કરી છે આ કારણથી શબ્દાર્થની પાછળ રહેલ-વ્યંગ્યાર્થ સમજવામાં આવે તોજ પુરાણોમાંથી તાત્વિક બોધ મળી શકે, નહિ તો તેનું વિપરીત પરિણામ આવે, અને આવ્યું પણ છે.

શબ્દાર્થ પ્રમાણે અસંભવિત અને અતિશયોક્તિવાળાં વર્ણનોનું રહસ્ય સમજાવનાર અને સમજનાર, તેને માટેનો અધિકાર ધરાવનાર હોય તોજ પુરાણનો હેતુ પાર પડી શકે નરસિંહ મહેતાના યુગ પહેલાં વેદાન્ત અને ઉપનિષદનો જ્ઞાન માર્ગ દર્શાવનાર ઋષિયોનું સ્થાન થોડા પંડિતોએ જ લીધું હતું; અને સાધારણ જન સમાજને તો, પુરાણોનો ભક્તિ માર્ગ સરલ અને મનને સંતોષ થાય એવો જણાવાથી, પુરાણોની પ્રતિષ્ઠા વધતી જતી હતી.

કૃષ્ણ જીવનનો મહિમા તે ભક્તિ માર્ગનું મધ્ય બિંદુ બન્યું હતું. વલ્લભાચાર્યનો વૈષ્ણવ સંપ્રદાય મહાગુજરાતમાં હજી પ્રસર્યો નહોતો, પણ ભાગવત પુરાણ અને ગીત ગોવિન્દ દ્વારા કૃષ્ણ ભક્તિનું મહત્વ વધી રહ્યું હતુ: આવે વખતે નરસિંહ મહેતાનું ધાર્મિક જીવન શરૂ થયું હતું; મહેતાજી પહેલા શિવના ઉપાસક હતા અને મહાદેવની કૃપાથી, એમને કૃષ્ણનાં દર્શન થયાં હતાં. એમ કહેવાય છે. એમના કાવ્યો ઉપરથી એમ સ્પષ્ટ અનુમાન થઇ શકે છે કે, વેદાન્તનું જ્ઞાન મેળવ્યા પછીજ કૃષ્ણ સંપ્રદાય તરફ તે વળ્યા હતા, અને જ્ઞાન તથા ભક્તિનો સમન્વય સાધવા, **એમણે તે સમયમાં નવી જ દિશામાં શરૂઆત કરી હતી;** અને એ બન્નેનું સમતોલન સાચવવા એમણે એમના પદોમાં આગ્રહ કર્યો છે.

"જ્યાં લગી આતમા તત્વ ચીન્યો નહિ, ત્યાં લગી સાધના સર્વ જૂઠી."

—આ કથનમાં ભક્તિની સાધના જ્ઞાન વિના નકામી છે એ ભારપૂર્વક કહ્યું છે.

"એ નથી એકતો વિશ્વમાં વેગળો. સર્વ વ્યાપિ છે શક્તિ અતુલ જેની,
અખિલ શિવ આધ આનન્દમય કૃષ્ણજી, સુંદરી રાધિકા ભક્તિ તેની.'

—આ પદમાં શિવ અને કૃષ્ણની એકતા અને રાધાને સ્થુળ શરીરની સ્ત્રી નહિ પણ **પરમાત્માની ભક્તિનું** રૂપક છે, એવો ધ્વનિ નીકળે છે.

ભક્તિની તન્મયતામાં ભક્ત પોતે, ભક્તિનું જ સ્વરૂપ ધારણ કરી, જેમ ગોપીઓ કૃષ્ણ પાસે ખેંચાઈને જાય છે, તેમ ભક્તો પણ સખીભાવે નારી જેવા બની જાય છે. તે ભૂમિકા ઉપર, નરસિંહ મહેતાના શૃંગાર પદો રચાયાં છે; એમનો શબ્દાર્થજ કરીએ તો એ વિચારસરણી અનિષ્ટ જણાય છે.

બુદ્ધ અને જૈન ધર્મના શુષ્ક સંપ્રદાયમાંથી બચવા માટે ભાગવતકારે લોકોને ગમે, તેવો ભક્તિરસ ચખાડ્યો. વલ્લભાચાર્ય, ચૈતન્ય વિગેરેએ વૈષ્ણવ-સંપ્રદાયને જુદી જુદી રીતે ફેલાવ્યો, અને તેનું અંતિમ સ્વરૂપ, સખીભાવના ઈશ્વર પ્રેમમાં વિકાસ પામ્યું: સખીભાવ એ માત્ર હિંદુ ધર્મમાંજ નથી; ઈસ્લામના સુફી વાદમાં તથા ખ્રિસ્તી ધર્મનાં કેટલાંક મંતવ્યોમાં પણ તે સ્પષ્ટ રીતે જણાય છે. નરસિંહ મહેતાની ભક્તિએ, સખીભાવનું સ્વરૂપ ધારણ કર્યું તે અનન્ય પ્રેમના ભાવની પરિસીમાને લીધેજ: અનન્ય પ્રેમનું આકર્ષણ, એ, સ્ત્રી અને ભક્ત એ બન્નેમાં, સમાન તત્વો છે તેથી ભક્તિને પ્રેમ સ્ત્રીના પ્રેમની સાથે આપણા ધાર્મિક ગ્રન્થોમાં કલ્પાયો છે.

"વેહતી વાતનો ભેદ લાધે નહિ, તેનું કારણ તે કોક જાણે.
શિવ સનકાદિક દેવમુનિ નારદ, પૂરણ બ્રહ્મનું ધ્યાન આણે"

* * * *

"ને પૂર્ણ પુરુષોત્તમ પ્રેમદાશું રમે, ભાવેશું ભામની અંક લીધા;
તે રસ વ્રજતણી નાર વિલસે સદા, સખા રૂપે ને નરસૈંયે પીધા."

"ધન્ય તું ધન્ય તું એમ કહે શ્રીહરિ, નરસૈયા તું મારો ભક્ત સાચો
મેલી પુરુષપણું, સખીરૂપે થઇ રહ્યો, તાહરા પ્રેમથી હું રે રાચ્યો."

આ પદોમાં, નરસિંહ મહેતાએ પોતાના પરિવર્તનનો સ્વાનુભવ પ્રગટ કર્યો છે, અને તે અનુભવને એણે શૃંગાર રસમાં વર્ણવ્યો છે. મહેતાજીની કક્ષાએ પહોંચનાર તો ઘણા ઓછા ભક્તો હોઈ શકે સાધારણ માણસે તો એનો વ્યંગ સારી રીતે સમજી, જીવાત્મા અને પરમાત્મા વચ્ચેનો તાત્વિક સંબંધ ગ્રહણ કરવા માટેજ એનો સાર કહાડવો જોઇએ ઘણા વરસો સુધી આ સાર પુરાણીઓ અને પૂજારીઓ પણ ભક્તજનોના મનમાં ઠસાવી શક્યા નહિ; કેટલીએક વખત મંદિરો પણ ભોગ અને વિલાસના સ્થાન બન્યા; પરન્તુ હવે કૃષ્ણ જીવનનું તાત્વિક દર્શન લોકો સમજતા થયા છે, અને નરસિંહ મહેતાના પદોની પાછળ રહેલી જ્ઞાન અને ભક્તિની ભૂમિકા ભક્તજનો પણ પારખતા થયા છે.

હાલની ગુજરાતીને મળતી સસ્કારી ભાષા, સૌથી પહેલી નરસિંહ મહેતાની કવિતામાં જણાય છે, તે નાગરસંસ્કૃતિનું પ્રતીક છે.

'નરસિંહ મહેતાના જીવનના પ્રસંગો'ના સંપાદક શ્રી. બાપુભાઇ વૈશ્નવે પૂર્ણ શ્રદ્ધાથી પ્રેરાઇને, મહેતાજીના જીવનનું વર્ણન કર્યું છે; એમાં એમણે પુષ્કળ સંશોધન કરી, ઘણી સ્પષ્ટ સામગ્રી એકઠી કરી છે, તેની સાથે મહેતાજીના કાવ્યો વિષે અનેક લેખકો અને વિવેચકોના વિચારો એકત્રિત કર્યાં છે, ખાસ કરીને ભક્તિયોગ અને જ્ઞાનયોગ'ના પ્રકરણમાં, એમણે શ્રી. ગોવર્ધનરામ તથા શ્રી આનંદશંકરભાઈની દૃષ્ટિએ મહેતાજીની કવિતાનું મૂલ્યાંકન કર્યું છે તેનાથી આ પુસ્તકની શિક્ષણની દૃષ્ટિએ પણ ઉપયોગીતા વધે છે, એ પુસ્તકની બીજી આવૃત્તિ પ્રગટ કરવાનો સમય પ્રાપ્ત થયો છે, તે માટે સંપાદક તેમજ પ્રકાશકોને અભિનન્દન ઘટે છે.

નરસિંહ મહેતા વિષે ઘણું લખાયું છે અને હજી પણ લખાશે. આ આદિ કવિએ ગુજરાતી સાહિત્યની ગંગા વહેતી મુકી, તે પછી એનો પ્રવાહ બહોળો તેમજ ઊંડો થયો છે મહાગુજરાતમાં, એમનું સ્થાન સાહિત્યના જ્યોતિર્ધર તરીકે હમેશા રહેશે, પરન્તુ ગુજરાતની બહાર પણ, મધ્યકાળની ધાર્મિક કવિતા કરતાં પણ, અસ્પૃશ્યતાના નિવારણ માટે પોતે જે સહન કર્યું, અને 'ભક્તિ-ક્ષેત્રમાં' વર્ણભેદ છે જ નહિ, એનો નિંદાથી પર રહી, ઉપદેશ કર્યો, તે માટે એમનું નામ અમર રહેશે.

સૌરાષ્ટ્ર માત્ર વીરોની નહિ, પણ, સંતોની ભૂમિ છે: જૂનાગઢના આ નાગર સંતનું 'હરિજનો'ના ઉદ્ધાર માટેનું જે કાર્ય અધુરૂં રહ્યું હતુ, તે પોરબંદરના વણિક સંતે, પાંચસે વરસ પછી પણ, આખા દેશ માટે પુરૂં કરી નાંખ્યું. તથા સમગ્ર દેશમાં 'વૈષ્ણવજનનું વર્ણન' લોકપ્રિય બનાવ્યું, એ આ ભક્ત કવિનું સર્વોચ્ચ સ્મારક ગણાશે

મુંબાઈ
તા. ૯-૪-૫૩ } હરિસિદ્ધભાઈ વ. દીવેટીઆ.



# પ્રસ્તાવિક બે બોલ

**ઓ જગનાથ !**

પાંખ વિનાનો માનવ હું તો
ગગને શું ભમવાને જાઉં
તારલા શું ભરવા બાથ
ને વિજળીનો આયુધ સૂતો
તે ગડગડાટ જગવવા ચાહું

અ. ફ. ખબરદાર

"All the past is shut up within us and is a sort of perpetual present. All the future is before us *and though duty is a present thing, it is constructed* out of the past, and runs endlessly into the future. We thus have the past with its memories, the present with its duties and the future with its anticipations- one for wisdom, one for action and one for hope.

( Theodore Munger )

**નભોવાણી** ( Radio ) ના જમાનામા નૃસિંહ મહેતા વિષે લખવું એ સાહસનું કામ છે એમ હું માનું છું. તેમા પણ જ્યારે અર્ધી સદી કરતા પણ વધારે સમયથી ગુજરાતના પ્રખર વિદ્વાનો અને વિદ્યા-વિલાસીઓ કોઈક કવિતાની કુંડી તુલનાત્મક દૃષ્ટિએ, તો કોઈક તત્વજ્ઞાનની દૃષ્ટિએ અને કોઈક ભક્તિજ્ઞાનની દૃષ્ટિએ એમ વિવિધ રીતે ભક્ત કવિ નરસૈંયા વિષે લખી ગયા છે અને વિવેચન કરી ચૂક્યા છે, ત્યારે એવી કંઈક માર્મિક તત્વ શોધવાની કલાના સાધન વિના, નૃસિંહ મહેતાની દૈવી તસ્વીરનું પુનઃ આલેખન કરવું-તેને અંગે મારી ભાંગીતૂટી શક્તિનું ભાન મને થાય છે જ.

નમ્રતાપૂર્વક હું માનું છું કે ઇતિહાસના શોભમ સંયોગ જીવતા જાગતા અનુભવતા હોય, ચારિત્ર્યનું ઘડતર પુનઃ થાય એમ ઉમરાં જાનથી પ્રવાન આદર્યા હોય, તો એતદ્દેશીય ઇતિહાસના પાનાંઓ, આદર્શ અભિનેતા, વારંવાર સ્મરણ કરી કરીને, પૂજન થવું જોઇએ, એટલું જ નહિ જે તે-'આદર્શ'-વીર નરો, ભક્તો, સંતો, મહાજનોએ, દેશને અનેકધા ઉજાળ્યો તેના સત્ત્વોનું આવાહન કરી તે પવિત્ર સત્ત્વો આપણને ઉન્નત પથે પ્રેરે, અને આપણા 'જીવનક્રમ'માં આપણને આગળને આગળ જવામાં બળ આપે, એમ વિધવિધ રીતે તેમના ઉચ્ચ જીવનનું સ્મરણકીર્તન થવું જોઇએ અને તેમણે પાડેલી અમર પગથી પર આપણે પ્રયાણ કરવું જોઇએ

જૂનું જૂનું સંભાર્યા કરવું, એમાં દોષારોપણ સહજ થાય, પણ જૂનું સંભારીને જ, જૂનાના યશોગાન ગાઇને જ બેસી રહેવાનું થાય તો ખરેખર તે 'સ્મરણ,' તે 'આલેખન' અધૂરાં જ રહે જ્યારે વિજ્ઞાનના વિજળીક ઝડપી જમાનામાં 'નવું નવું' ઉત્પત્તિનો સર્વ પ્રદેશોમાં વ્યાપક બન્યું છે ત્યારે નવીન રચનામાં જૂનાના નક્કર ભાગને સ્થાન મળવું જોઇએ 'જૂના' અને 'નવા'નો ગંગા-યમુનાના સંગમ જેવો સંગમ રચાવો જોઇએ, અને જે લક્ષ્ય મનુષ્ય જીવનનું સર્વમાં ય છે તે સાધ્ય કરવામાં જૂનાને જૂના તરીકે ત્યાજ્ય ન ગણતાં નવા સાથે સુરેખ આપે એમ કરવું એજ 'યુગધર્મ' છે એમ નમ્રતાપૂર્વક હું માનું છું.

નરસિંહ મહેતાનું જીવન અલૌકિક હતું. તેમના પદો, પ્રભાતો, ભજનો ગુજરાતમાં જમાનાઓથી ગવાઇ રહ્યાં છે, પણ હજુ સુધી નરસિંહ મહેતાના અખંડ જીવનની સર્વાંગ સુંદર તસ્વીર આલેખાયલી નથી. પ્રિય વાચનાર ! અમે તારી પાસે "નરસિંહ મહેતાનાં જીવનનાં સ્મરણો" રજૂ કરીએ છીએ ત્યારે લખાયેલું જ લખીએ છીએ, ગવાયેલું જ ગાઇએ છીએ નવીન ચમત્કારિક વસ્તુ અમે આપી શકીએ એમ નથી, પણ ઉપર નિવેદન કર્યું છે તેમ જૂનાનું વિસ્મરણ ન થાય

જાય તે ઉદ્દેશથી અને આપણા યુવાન, યુવતીઓને વિજ્ઞાનની મસ્તીથી મતેજ થયેલી બુદ્ધિશક્તિ વડે 'નરસિંહ દીવેટીઆ, હરિનો દીવેટીઓ' એમનું સાહિત્ય જોવા જાણવાનું મન થાય અને ભક્ત કવિ નૃસિંહ મહેતાની અમર પ્રસાદી સદ્ભાગ્યે તેઓ પ્રાપ્ત કરે અને માનવજીવનની સફળતા સાધે એવી વાંછનાથી પ્રેરાઈ, પાંચસો વર્ષ પહેલા ગિરનારની છાયામાં થઈ ગયેલા 'સોરઠના સાધુ' જેઓ જીવતુંજાગતું 'દીમોદરનું દહેરું' અને ભક્તિજ્ઞાનનું મૂર્તસ્વરૂપ હતા તેમના જીવનના સ્મરણો અમે સમાજ સેવામા નમ્રભાવે અર્પીએ છીએ.

પ્રિય વાચનાર ! ભાળજાનુ કથન તારી પાસે જાૂ ગંપતા અમારી નમ્ર વિનતિ છે કે જૂના પુરાણા પવિત્ર જીવનની રેખાઓ જ્યાં જ્યા તને ઝાખી પડેલી લાગે ત્યા ત્યા પ્રેમ-ભક્તિ, જ્ઞાન કે વિજ્ઞાનના ચમકતા રંગ તુ તારી મસ્તગિત થયેલી બુદ્ધિશક્તિથી પૂરી લેજે અને અપૂર્ણતા માટે મને માફી આપજે.

હિંદુસ્થાનના જુદા જુદા ભાગોમાથી આકર્ષાતા મુસાફરો, યાત્રાળુઓ, પર્યટનના શોખીનો—એ સર્વને જુનાગઢના નૃસિંહ મહેતાના ચોગ તરફથી 'નૃસિંહ મહેતાનાં જીવનનાં સ્મરણો' રૂપી પ્રસાદી મળે એવા ઉચ્ચ ઉદ્દેશથી નૃસિંહ મહેતા ચોરાની સમિતિના પ્રમુખ અને મુખ્ય વ્યવસ્થાપક શ્રી રા. ન નૃસિંહપ્રસાદ કહાનદાસ નાણાવટીની ઇચ્છા અને આજ્ઞાથી આ પ્રવૃત્તિ થઇ છે.

પ્રિય વાચનાર ! અગર જો 'નૃસિંહ મહેતાનાં જીવનનાં સ્મરણો'થી તને તું ધારે તેટલો લાભ ન થાય તોપણ મને તો ઘણો લાભ થયો છે. શ્રી. મે. રા. રા. નૃસિંહપ્રસાદભાઇ જુનાગઢના અગ્રણી શહેરી અને મહાજન છે, અને જેમનો મુદ્રાલેખ "સેવા" છે તેમની પ્રેરણાથી જ આ 'સોરઠના સાધુ'નુ ચિંતવન હુ કરી શકુ છુ તેથી તેમનો અંતઃકરણપૂર્વક આભાર માનું છુ.

ગુજરાતના ઘણા વિદ્વાન લેખકો, સંશોધકોએ નૃસિંહ મહેતા સંબંધમાં લખ્યું છે અને અમે તે વિદ્વાનોના લેખોમાંથી જ ઉતારાઓ 'અમલો'માં લીધા છે. કદાચ અમુક વિદ્વાન લેખકો, સંશોધકો, વિવેચકોનું શબ્દ સામર્થ્ય અમારાથી આલેખાઇ શક્યું ન હોય તો સહાનુભૂતિપૂર્વક તેઓ મને માફી આપશે એવી નમ્ર વિનંતિ છે.

રસનાધિક જો બોધ' સમાપ્ત કરતા પહેલા આટલી ખાસ નોંધ લેવી જ જોઇએ કે નરસિંહ મહેતાના જીવનના સ્મરણો' 'ગુજરાતી' પત્ર તરફથી પ્રગટ થયેલા 'સાહિત્યને જ આભારી છે. નૃસિંહ મહેતાનું અમર નામ જીવંત રાખવામાં 'ગુજરાતી'ના આદ્ય સ્થાપક અને વર્તમાન તંત્રી અને માલિકનો મોટો ફાળો છે એમ પણ કહેવું જ પડે.

નૃસિંહ ચોરાના પ્રેમી રા. રા. છેલશંકર દ. વૈષ્ણવે પુસ્તકો વગેરે સાધનોને અંગે મને કિંમતી મદદ આપી છે તેને માટે એમનો આભાર માનવાની તક લઉં છું. અને વડોદરાની સેન્ટ્રલ લાયબ્રેરીના અધિકારી સાહેબે પણ પુસ્તકોને અંગે ખાસ સગવડ કરાવી આપી છે એમનો પણ આભાર માનું છું. અસ્તુ!

માર્ગશીર્ષ
સુદી ૭ સંવત ૧૯૮૬
'હાર જયતિ'
મુ. વડોદરા

લિ.
બાપુભાઈ જાદવરાય વૈષ્ણવ

# બીજી આવૃત્તિ

"શ્રી નૃસિંહ મહેતાના જીવન સ્મરણો"ની પહેલી આવૃત્તિ ઇ. ૧૯૪૧ના જાન્યુઆરીમાં પ્રગટ થઇ હતી લગભગ બાર વર્ષમાં તે આવૃત્તિની નકલો ખપી ગઇ એટલુંજ નહિ પણ સમાજ તરફથી તેની માગણી ચાલુ છે અને તે આવૃત્તિની એક જ નકલ શ્રી 'નૃસિંહ ચોરા'માં શિલકમાં છે.

આ સંયોગ ધ્યાનમાં લઇ અને 'શ્રી નૃસિંહ મહેતાના સ્મરણો' આ કટોકટીના મૃદનાતા બદલાતા જમાનામાં ઉછરતા યુવાન વર્ગને 'જુના સાહિત્ય' અને તે દ્વારા "નાગર સંસ્કૃતિ" તરફ આકર્ષણ થાય એ ઉદ્દેશથી હમણાની શ્રી નૃસિંહ ચોરા કમીટીએ પુસ્તકની બીજી આવૃત્તિ બહાર પાડવાનો ઠરાવ કર્યો છે તે ખરેખર અભિનંદનીય છે.

'શ્રી નૃસિંહ ચોરો' નાગરિક-સંસ્કૃતિનું કેન્દ્ર સ્થાન દેશભાળ અંગોગોમાં બની રહે, અને હિંદુસ્તાનના સમસ્ત નાગરોને આ શ્રી નૃસિંહ ભક્ત કવિના સ્મરણો 'ગિરનારની તળાટી'નું આકર્ષણ કરાવે એ લોભ પણ શ્રી નૃસિંહ ચોરાના ટ્રસ્ટીઓનો છે.

શ્રી નૃસિંહ ચોરાના ટ્રસ્ટીઓની દેખરેખ નીચે શ્રી નૃસિંહ ચોરાની વ્યવસ્થા સારી સચવાઇ રહી છે, તેઓના માનવંત નામ નીચે ઉતારી લઉં છું.

શ્રી. રા. રા. સુમંતરાય અંબાઈદાસ વસાવડા-પ્રમુખ

શ્રી રા. રા. જીતેંદ્રિયપ્રસાદ રામપ્રસાદ બુચ

શ્રી રા. રા. કુંદનલાલ મણિલાલ નાણાવટી

( જુનાગઢ નાગર જ્ઞાતિના પ્રમુખ )

શ્રી. રા. રા. કનકપ્રસાદ નારણદાસ નાણાવટી

શ્રી રા. રા. સુમંતભાઈ જેઓ કમીટીના પ્રમુખ છે તેમને માટે બે શબ્દ ઘણી નમ્રતાપૂર્વક લખવાજ પડે. તેઓ જુનાગઢના 'નાગર નિરાશ્રિત' ફંડના વર્ષોથી ઉપપ્રમુખ છે, અને આજીવન જ્ઞાતિ હિતમાં સદા પ્રવૃત્ત રહે છે ચારેક વર્ષથી પોતાને પગે દર્દ થવાથી દોડીને દરેક પ્રસંગે હાજરી આપી શકતા નથી, પણ જ્ઞાતિ-હિત ચિંતન અહોરાત્ર તેમનો વ્યવસાય છે.

'વર્તમાન' કઠિન કાળના સંયોગો વચ્ચે તેઓ એક આદર્શ જ્ઞાતિના સુકાની છે અને ઈશ્વર પ્રાર્થના છે કે તેમની મનમના, વ્યવહાર દક્ષતા, અને ઉદાર ભાવનાના પ્રતિબિંબ ઉગતા નાગર યુવાન યુવતિઓમાં સ્થિરીભુત થાઓ ! અને તેમના જેવો દ્રષ્ટાંતનીય સેવાભાવ પ્રકટો ! !

જુનાગઢ<br>
શ્રી ભાગનાથ મંદિર પાસે<br>
ચૈત્રશુદ ૧ સંવત ૨૦૦૬

લિ.<br>
બાપુભાઈ જાદવરાય વૈષ્ણવ

# ગિરનારની તળાટી

"ગિરી તળાટી ને કુંડ દામોદર
જ્યાં મહેતાજી ન્હાવા જાય."

(નરસિંહ મહેતા)

"ગઢ જૂનો ગિરનાર, વાદળથી વાતુ કરે,"

(જૂના સોરઠા)

"હા કાલ રાશિ સરખા ગિરિ રાજ્તા તે,
ને એક જૂતકણુ ત્યાં ચરણે પડેલો:
રાજેન્દ્ર કો થઇ ગયા સખી ! ધર્મ ગોપ્તા,
તે ગાય વંશ વિધુની ગુણવંત ગાથા."

('ગિરનારને ચરણે'–શ્રી નાનાલાલ કવિ)

"Grand Girnar pious place of pilgrims pure,
Miraculous mount of prime elevation sure,
Prodigious pile of pre-historic plays,
Of mystic myths in prediluvian days."

('ગિરનાર માહાત્મ્ય'–દો. પુ. બરોડીયા)

ભક્તકવિ નરસિંહ મહેતાનું સ્મરણ, એટલે સાથે સાથે ગિરિ તળાટીનું સ્મરણ થાય જ .અને ગિરિ તળાટી અને કુંડ દામોદર એ તો નરસિંહ મહેતાનાં જૂનાં સંભારણાં જ. જુનાગઢ એટલે

નરસિંહ મહેતાનું જુનાગઢ એમ આજ પણ હિંદુસ્થાનભરના યાત્રાળુઓ, મુસાફરો, સાધુઓ જાણે આ નરસિંહ મહેતાના જુનાગઢ અને ગિરિ તળાટીનો ઉડતો ખ્યાલ સહૃદય વાંચનારને આપવો એ અસ્થાને નહિ ગણાય. જે ચમત્કારિક પડદા ઉપર જગન્નિયંતાની અજબ કલાથી 'હરી તસ્વીર' આલેખાઇ તેની ઝાંખી રૂપરેખાનું દર્શન પ્રિય વાંચનાર! તને ગમશે જ એમ નમ્રતાપૂર્વક અમે માનીએ છીએ.

ગિરનાર અને તેની છાંયમાં પ્રસરતું જુનાગઢ જે કવિના શબ્દોમાં કહીએ તો 'કાલ ગહિનું' સ્મારક છે તેનું દૂરથી પણ દર્શન મુસાફરોને મુગ્ધ કરી દે છે, જેતલસર જંકશનથી જુનાગઢ જવાની ગાડી મુસાફરોને ગિરનાર પર્વતનો ચઢાવો લઇ ગિરનારનાં પડ પાછળ પડ જેવાં શૃંગોનો ચિતાર રજૂ કરતી ધીમે ધીમે ગિરનારની તળાટીમાં પહોંચાડે છે.

જમાનાઓથી આ પ્રદેશ હિંદુસ્થાનના મુસાફરો, યાત્રાળુઓ, અને સાધુ-સંતોનું આકર્ષણ કરી રહ્યો છે. શ્રી કૃષ્ણચંદ્રનાં જ્યાં પુનિત પગલાં પડેલાં, જ્યાં સમ્રાટ અશોકના લેખ કોતરાઈ રહેલા, જ્યાં ગાર્ગીદેવીના આશીર્વાદ વરસેલા, તે પ્રદેશ આજ પણ તેની અગત્યતા કેમ ન દાખવે? કંઇ કંઇ ઉત્સાહી મુસાફરો, યુવાન આનંદપર્યટનમાં નીકળી પડેલા કર્મવીરો, આશ્રયમૂઓના સર્વેનું લક્ષ્ય આજ પણ ગિરનાર અને જુનાગઢ થઈ પડે છે.

કુદરતની રચના જ આંહી એવી છે કે જેને માટે સ્વદેશપ્રેમી વીરો મથી રહ્યા છે તે ઐક્ય ભાવનાનો પાઠ ભણાવતી ગિરનાર અને દાતારની ટેકરીઓ પૂર્વ દિશામાંથી જાણે સંદેશ કાલાંતરથી આપતી હોય એમ સહજ કોઈ પણ સહૃદયને સૂચિત થાય તેમ છે.' કુદરત આ ટેકરીઓ દ્વારા જાણે કહી જ રહી હોય કે હે માનવીઓ! અમારાં દર્શનમાં જ ઝળહળતા 'ઐક્ય ભાવના' અને 'સમાનતાના'

પાઠ જડાયેલા છે તે વાંચો. આ પ્રદેશની આવી નૈસર્ગિક ઐક્ય-ભાવના જગવતી ખૂબીની નોંધ સૌરાષ્ટ્રની રસધારની પ્રસ્તાવનામાં શ્રી મેઘાણી કરે છે અને ખરેખર રહસ્યદર્શક ચમત્કારિક દૃષ્ટાંત પૂરું પાડે છે.

નાગબાઈ ચારણ માતાના શ્રાપથી દગ્ધ થયેલો માંડલિક રાજા પૌરાણિક ચમત્કારોનાં પ્રતિબિંબ જેમાં પડેલાં છે તેવાં ગિરનારની તળેટીનાં દૃશ્યો–ભવનાથ અને મૃગીકુંડ, દામોદર કુંડ અને લક્ષ્મણ ટેકરી, બોરદેવી અને જટાશંકર–એ સર્વમાં વનદેવીના દર્શનની શોધમાં અમિત અરખો ભમી રહ્યો છે. જ્યારે તેને જમીયલશાહ પીરની મુલાકાત થાય છે. જમીયલશાહ પીર સોરઠના ધણીને જગ-નિયંતાની કૃપાનો પાત્ર થતો જોવા તલસે છે. માંડલિકને, પોતાના મુખમાંથી ચાવેલું પાનનું બીડું, ઓલિયા મુરશિદની પ્રસાદી ગણી લઇ ચાવી જવાની ઉમંગથી માગણી કરે છે. વાર્તામાં બહુ સૂક્ષ્મ તત્ત્વ છે. અધિકારીજન તેને ઇચ્છાનુસાર ઘટાવે. અમે તો 'ઐક્ય ભાવના' —અભેદ ભાવના–નું વાતાવરણ પરાપૂર્વથી ગિરનાર–દાતારની છાંયમાં જામેલું તેજ દૃશ્ય, પ્રિય વાચનાર ! તારી સેવામાં સાદર કરીએ છીએ. માંડલિકનો વિપત્તિ કાળ આવી પહોંચ્યો હતો. નરસિંહ મહેતા સરખા ભક્તિજ્ઞાનના મૂર્તસ્વરૂપની જેને પિછાન ન થઇ, આદ્યશક્તિની પ્રતિનિધિ સરખી ચારણ માતાનાં ઓજસના પણ જે અંધ બની દર્શન ન કરી શક્યો, તે અજબ પાઠ ભણાવનાર ઓલિયા જમીયલ શાહને ક્યાંથી પિછાની શકે ! માંડલિક પીર સાહેબથી દૂર ભાગવા લાગ્યો. જમીયલશાહ પીરે તેની ભેદભાવની ભ્રમણા દૂર કરવા જમૈયાથી પોતાના શરીર પર જનોઇ–વ્હાડ કરી સતયુગ, દ્વાપર, ત્રેતા અને કલિયુગનાં સોના, ચાંદી, લોઢા અને સૂતરનાં ચાર જનોઇ અંદરથી કહાડી બતાવ્યાં અને પોતે ભૂમિમાં સમાઇ ગયા અને માંડલિકે પણ પોતાનો વિનાશ જાણી લીધો.

પ્રિય વાચનાર ! આવી આવી વાતોને, ભલે દંતકથા સત્યાન્વેષણનો દાવો ધરાવનાર પુરાતત્વના શોધકો કહે, પણ જો આવી કથામાં માનવજીવનમાં દિવ્યાંશ પ્રકટાવનારું તત્ત્વ આપણે વાંચી શકીએ, જીવનમાં શાંતિ સમાધાની મેળવી શકીએ, ધર્માંધપણું ભૂલી ભ્રાતૃત્વની લાગણી ખીલવી શકીએ, તો એવી દંતકથાઓને અમે તો વધાવી લઈએ છીએ.

આવી આવી માનવજીવનને અમર કરી દે એવી ભાવના જે ભૂમિમાં જડાયેલી, તે ભૂમિ પર ભગવાનના પરમ ભક્ત નરસિંહ મહેતાનું અવતરણ થાય તેમાં શું આશ્ચર્ય ? મુચકુંદની ગુફામાં યોગનિદ્રાના અંતમાં શ્રી કૃષ્ણચંદ્રનાં દર્શન થાય અને પછીથી "જાગીને જોઉં તો જગત ભાસે નહિ" એ બ્રહ્મ જ્ઞાન-તત્ત્વદર્શી પદના પડઘા ગિરનારની ગિરિમાળામાં પાડવા અને જમાનાઓના જમાનાઓને 'સામાન્ય ધર્મની ભાવના' ના પાઠ ભણાવવા આપણા ગુજરાતના આદ્ય ભક્તકવિ નરસિંહ મહેતા રૈવતાચળ અને વસ્ત્રાપત ક્ષેત્રમાં પ્રગટે એમાં શું નવાઈ ?

સૌરાષ્ટ્રના જૂના ઇતિહાસની નોંધ અવલોકતાં એમ કહી શકીએ કે મહાભારતના સમયથી આ પુરાણી ભૂમિ પ્રસિદ્ધ છે; ઐતિહાસિક કાળમાં મગધ દેશના રૈવાક્ષની જૂનાગઢના સૂબા તરીકેની નોંધ છે, અને નંદરાજા જેનો સૂબો આ રૈવાક્ષ છે તેનું અનુસંધાન અજાતશત્રુ અને છેક પાંડવ-કૌરવના સમયના મગધ દેશના રાજા સહદેવ સાથે થાય છે નંદ રાજાઓના કાળ પછી મૌર્યવંશના રાજાઓને પણ આ સોરઠની ભૂમિનું આકર્ષણ હતું જ, અને ઇ. સ. પૂર્વે ૩૦૦ વર્ષ પહેલાં ગિરનારની તળેટીમાં દેવાંગનાઓને પણ અમર લોકમાંથી ઉતરી પડી સ્નાનવિહાર કરવાનું મન થાય, એવું નિર્મળ જળથી છલકાતું સુદર્શન તળાવ હતું એવી નોંધ મળી આવે છે. આ તળાવ ચંદ્રગુપ્તના સાળા પુષ્ય-

ગુપ્તે બંધાવ્યું હતું. પ્રિય વાચનાર ! ગિરનાર અને લક્ષ્મણ ટેકરી વચ્ચેની ગિરિમાળના જેમા પ્રતિબિંબ પડતા હતો એવુ મોટુ સરોવર તારી કલ્પનામા ખડુ થાય, અને આજ 'ગિરનાર રોડ' અને મર્યાકાર મકાન પરથી તે ડુંગરોની વચ્ચે થઈ ગિરનારની તળાટીમા લઈ જાય છે તેની તુલનાત્મક દૃષ્ટિએ ધારના કરી એ ત્યારે જ તને પણ ખ્યાલ આવશે કે કુદરત કેવા પડદા ઉપાડે છે અને કેવા પાઠ પાડે છે? આ રસ્તે જ અશોકના 'અમર–લેખ' (ઇ સ પૂ ૨૬૩–૨૨૩) જ્યા કોતરાઈ રહ્યા છે અને જેમાથી શ્રી. નાનાલાલ કવિ પ્રભુનુ ઇતિહાસવાહી દર્શન કરે છે, તેમા પણ એવી જ સૂક્ષ્મ તત્ત્વદર્શી ઘટના ઇતિહાસના પાનાની દાખલી છે

> "જોયુ અમે ગિરિ કણે
> રથુલની શિલામા
> જોયુ અમે ઉંડુ ઉંડુ અદ્ભૂત દીઠુ
> તે શૈલ કણના કરમાહી જોતા
> ઇતિહાસવાહી લીધ દર્શન ત્યા પ્રભુના"

ઇતિહાસના પાના બદલાતા ચાલ્યા, પણ દૂર સુદૂરના રાજાઓની આખ "સૌરાષ્ટ્ર" પર ફરતી જ રહી ગિરનાર ઉપરનુ આકૃતિ રાજનુ દહેરૂ આપણને ૨૧૨૦ વર્ષ પર લઈ જાય છે, અને પછીથી શક અને શાક' રાજાઓના સૂબાઓ પણ આ પ્રદેશમા અમન કરતા હતા એમ નોધ મળે છે, અને ઇતિહાસની નોધ એવી પણ છે કે પછીના સમયમા કનિષ્ક રાજા (કાસ્મીરના બૌદ્ધ રાજાઓ) ની આણ પણ સૌરાષ્ટ્ર પર ફરતી હતી, અને તેજ વંશના મહાક્ષત્રપ રુદ્રદામાનો લેખ તેની સાક્ષી પૂરે છે.

પ્રિય વાચનાર સજ્જન ! એક ચલચિત્રના ચિત્રપટ જેવુ ઝાખુ પુરાણા ઇતિહાસનુ દર્શન લઇ આપણે ગુપ્ત વંશના રાજાઓના

કાળમાં આવી પહોંચીએ છીએ. વલ્લભીપુરનો વિનાશ અને ઉત્તર ગુજરાતમાં અણહિલપુર પાટણનો ઉદય, તેજ કાળમાં ચુડાસમા રાજાઓનો અમલ આ સૌરાષ્ટ્રની ભૂમિ ઉપર પ્રસરે છે. ચુડાસમા રજપૂતોના મૂળ પુરુષ ચુડાચંદ્રના સમયમાં (ઇ. ૮૭૫) વંથલી (વામન સ્થલી) રાજધાની હતી. ઉપરકોટનો કિલ્લો તેના કાળજૂના કાંગરાઓમાં કવિ બિજલ ચારણના સંગીતના સૂર, સોરઠ રાણીની ઉજરજાનની ચીવટ, રા'નવઘણની બીનની બાનક અને રા'ખેંગાર-રાણકદેવીનાં જીવનનાં મધુરાં સ્મરણ જડાઈ રહેલાં છે તે સમય સમયની નોંધપોથી વંચાવતો આજ પણ જુનાગઢનું દશ્ય છે. તે કિલ્લો ઇ. ૯૭૨ પછી ગ્રહરિપુ રાજાએ બંધાવ્યો એમ ઇતિહાસનું પાનું બોલે છે. રા'દયાસના સમયથી (ઇ. ૧૦૨૦) જુનાગઢ નામ પ્રસિદ્ધ થયું અને ઉત્તરોત્તર રાજરાણીઓ, પ્રધાનો, મંત્રીઓ તંત્રીઓના ઉદય અસ્ત થતાં થતાં ઇ. સ. ૧૪૫૧નું વર્ષ આપણને રા'માંડલિકના રાજ્યના સમયમાં પહોંચાડે છે. પરમભક્ત કવિ નરસિંહ મહેતાની કથાનું અનુસંધાન આ સમયમાં જ ગુંથાયેલું છે અને તે તરી પાસે રજૂ રાખતાં અમારે પ્રિય સજ્જન ! તને આ વિમાની જમાનામા વિમાનમાં જ આટલો લાંબો ઇતિહાસનો ગાળો ઓળંગાઇ મુસાફરી કરાવવી પડી છે.

રા'માંડલિક પણ કાંઇ ઓછો નામાંકિત રાજા નહોતો. નાગબાઇના દુહામાં તેને

"ગંગાજળ ગરેશા, પંડ તહારૂં કીંતું પવિત્ર
પીંજને રગત ગયા, મને તો વાળા માંડલિક"

આ માંડલિક રાજા જ્યારે સોરઠનો ધણી હતો ત્યારે ગુજરાતમાં સમકાલીન પતૈ રાવળ પાવાગઢનો રાજા હતો. ઇતિહાસનું કોઇ અજબ પણું રજૂ થાય છે. રા'માંડલિક ગંગાજળથી સ્નાન કરવાના વ્રતવાળો હતો અને જેના સ્પર્શથી પોતના મિત્રનો અસાધ્ય રોગ સારૂ થઈ ગયો

હતો; જ્યારે પતે રાવળને નવરાત્રિના 'ગરબા-રાસમાં' જગતજનની કાળિકા માતાનું દર્શન થયું હતું-પણ એક રજપૂત રાજાએ પોતાના 'ગઢ' ખોયા, અને મહમદશાહને બે 'ગઢ' અને અભેદ્ય ગઢ જીતવાનું માન મળ્યું અને એટલે જ ઇતિહાસ તેની મહમદ 'બેગડા' તરીકે નોંધ લે છે (ઇ. ૧૪૭૨). ઇતિહાસનું આ ટાંકણું બહુ જ સૂચક છે; જીવનભરની સાધના અને સંચિત કરેલી સાધુતા-શુચિના એક પગથિયું ચૂકવાની સાથે કાળની ઉંડી ખાઇમાં કેવા ધકેલી દે છે તે માંડલિક અને પતે રાવળના કરુણ અંતમાં આપણે જોઇ લઈએ. મહમદ બેગડાએ જુનાગઢ પર મુસ્લીમ અમલની શરૂઆત કરી અને સમયના વહન સાથે મોગલ શાહનશાહતના વિખ્યાત બાબીવંશના શેરખાં બાબીએ બાબીવંશની સ્થાપના કરી. બાબી વંશના રાજાઓ, નવાબો ઓલિયા પ્રજાવત્સલ રાજાઓ તરીકે જગપ્રસિધ્ધ છે; અને તેજ વંશની પરંપરાથી રખાતી પ્રજા કલ્યાણની ઉંડી કાળજી રાખતા ખુદાવંદ નવાબ સાહેબ મહોબતખાનજીનો વર્તમાનકાળમાં જુનાગઢ પર ઉદાર અમલ ચાલે છે. જુનાગઢના સ્ટેશને, પ્રિય સજ્જન તું ઉતરી પડે તેની સાથે દલપતરામ કવિની ઉક્તિનું સ્મરણ કરાવવાની તક લઈએ છીએ :

> × સંચરિ સોરઠ દેશ, જે નહિ જુનેગઢ ગયો
> લીવો તેણે ન લેશ સાર્થક ભવસંસારમાં
> જૂની જગા જે ઠાર, જ્યાં વળી જૂના લેખ બહુ
> જોવા જોગ અપાર, વિધવિધ થળ વિદ્વાનને."

---

× કવિ દલપતરામે ઇ. ૧૮૭૩માં જુનાગઢની મુલાકાત લીધી હતી અને તેમની આદી પણ મનોરંજક સત્સથી ઝરતી કવિતા જે તેમણે જુનાગઢ અને ગિરનારની નૈસર્ગિક રચનાથી પ્રેરાઇ રચી હતી તે અત્રે રજૂ રાખીએ છીએ.

> " જ્યાં રાજ સુચકુંદનો, અસલ હતો અવતાર
> પછી દ્વારિકાધીશનો અમલ થયો આ ઠાર"

તજી જગદેવ દ્વારિકેશ દ્વારિકાં વસાવી
આવી વસ્યા મુચકુંદનો મુલક જાણીએ
એ પછી અમલ કર્યો અસલ અશોક રાયે
લખી રાખ્યો શિલાલેખ હર્ષ ઉર આણીને
જે જગ્યાએ નોંઘણ, ખેંગાર, માંડલિક થયા
તેને લીધી મહમદ બેગડાએ તાણીને
એ જગાને આજ બડા બાબી મહોબતખાન
પાલન કરે છે પ્રીતે પવિત્ર પ્રમાણીને
× × ×

●

રોજ રોજ ગજી રહી કાજી જ્યાં કુરાન પઢે
હાજી ઘણા હજ કરી આવેલા હયાત છે;
મસિદો મિનારા રોજા વ છલ્લા વિશેષ વળી
પીરની જગ્યાઓ વળી ઘણી પ્રખ્યાત છે
× × ×
શ્રાવકો કહે અમારા સાત ક્ષેત્રમાંનું ક્ષેત્ર
રૈવતમાં રાજુલનું અસલ રહેઠાણ છે.
"બ્રહ્મવો કહે અમારા વૈષ્ણવ મહેતાજીનો
વાસ અહીં તેથી તીર્થ પવિત્ર ગણાય છે."
× × ×

જુનાગઢનું નામ મુસ્તફાબાદ પણ છે.
અક્ષાંશ-રેખાંશ ૨૪°-૪૪' અને ૨૧°-૫૩' (ઉત્તર)
૭૦°-૭૨' (પૂર્વ)
વસ્તી-૫,૬૫,૧૪૨
જુનાગઢ રાજ્યનું ક્ષેત્રફળ ૩૨૮૩ ચોરસમાઈલ
ગિર-જંગલ ૧૦૦૦ સ્કવેર માઈલ-હિન્દુસ્તાનમાં
સિંહ આ ગિર જંગલમાં જ માત્ર થાય છે.
આફ્રિકાના જંગલ સિવાય દુનિયાના કોઈ પ્રદેશમાં સિંહ થતા જ
નથી. ગિર જંગલ ૬૦ માઈલ લાંબું અને ૨૦ માઈલ પહોળું છે.

જુનાગઢનાં ૯૪૪ ગામડાંઓ ગણાય છે.

ગિરનાર (ગોરખટુંક) ૩૬૬૬ ફીટ ઉંચાઇ

દાતાર— ૨૭૭૯ „

સરદાર બાગ જે ખુદાવંદ નવાબ સાહેબનું વર્તમાનકાળમાં નિવાસસ્થાન છે તે ઈ. સ. ૧૬૮૧માં સરદારખાં સુબાએ બનાવ્યો હતો.

---

* ઈ. ૧૯૪૭ માં શ્રી નવાબ સાહેબ પાકીસ્તાન જઇ વસ્યા: જુનાગઢ હિંદુસ્તાનમાં ભળ્યું અને હવે 'સૌરાષ્ટ્ર' માં અંતર્ગત છે.



# નાગરોનો ભ્રમણકાળ

"મચ્છ અને જલમારગ મૌક્તિક, તે ત્રણ તો શુભ સાગરમાં છે,
વેંચી ખવાય, પીવાય, સુશોભિત, તે ત્રણ ગુણ તો નાગરમાં છે.
શીતળાઈ, સુગંધ, ક્ષમા ગુણ, તે ત્રણ તો મળિયા ગરમાં છે,
સંપ, સુબુદ્ધિ, સ્વરૂપ શરીરનું, તે ત્રણ ગુણ પણ નાગરમાં છે."

કવિ દલપતરામ

They are by profession a corps diplomatique and devoted to the arts of Goverument, they are a shrewd race and work their way into every Durbar by their ability and tact.

સી. આન્ડ જેકબ

(શ્રી. ગૌરીશંકર ઓઝાના જન્મવૃત્તાંતમાંથી ઉધૃત)

'गई सो गई अब राख रहीको' (કલ્યાણ અં., ૯૫)

દેશદેશાંતરના 'લોક-સંઘ' કયા સંયોગો વચ્ચે બંધાયા તેના વૃત્તાંતમાં કંઈને કંઈ પ્રથમ દષ્ટિએ અસંભવ જેવું લાગી આવે, ચમત્કૃતિનો ભાસ થાય, પણ એ સર્વ સંયોગો કાર્યકારણના કુદરતી નિયમ પ્રમાણે જ રચાયા હોય છે, અને ખરું તત્ત્વ કાળાંતરે ઉકેલી ન શકાય એટલે જ ઘણે અંશે આપણે દંતકથા કે પ્રશસ્તિમાં ગણી લઈએ છીએ. 'નાગરો'ને અંગે પણ કંઈ કંઈ કલ્પના બંધાય છે. આટલું તો

ચોક્કસ છે કે "બ્રાહ્મણો" પરાપૂર્વથી દૈહિક વિકાસ કરતાં આત્મિક વિકાસને વધારે પ્રાધાન્ય જીવનમાં આપતા આવ્યા છે, અને સાહજિક કુદરતના કૃપાપાત્ર થઈ જીવનની સફળતા પ્રાપ્ત કરવામાં અગ્રણી થયા છે. બદલાતા યુગમાં પણ દેશકાળ સંયોગની પિછાન કરી શકયા છે અને પછીથી સર્વને દષ્ટાંતરૂપ થઇ પડે એવી જીવન-પગથીઓ રચી શક્યા છે. આકાશમાં કે પાતાળમાં, પવનમાં કે પાણીમાં, તારા નક્ષત્રોનાં ઝુમખાં કે વનવૃક્ષોમાં, "અખિલ બ્રહ્માંડમાં એક તું શ્રી હરિ"નું સૂક્ષ્મ દર્શન ઋષિ-મુનિઓનાં છોકરાંઓ, બ્રાહ્મણો કરી શક્યાં હોય તો નવાઇની વાત નથી; અને તે સર્વવ્યાપી સૂક્ષ્મ શકિતના અનુ-સંધાનમાં રહી, રાજાપ્રજાનાં કલ્યાણ સાધવામાં યુગધર્મ પિછાની પ્રવૃત્ત રહ્યા હોય અને સર્વવંદનીય માનનીય ગણાયા હોય તો તે ઇતિહાસસિદ્ધ વાત સામે કોઈ પક્ષવાદ કરી શકે નહિ.

" નાગરો " આનર્તદેશ (ગુજરાત) સૌરાષ્ટ્રના ચમત્કાર નામના રાજા અને તેણે વસાવેલ ચમત્કારપુર સાથે પૌરાણિક સંબંધ ધરાવે છે; તેઓ પાતાળમાં બ્રહ્માએ સ્થાપેલા ' હાટકેશ્વર ' ને પૃથ્વી પર પધરાવે છે, અને તપોબળનો સાક્ષાત્કાર કરાવે છે, એ તેઓના ઇતિહાસનું પહેલું પ્રકરણ ગણી શકાય. વનવાસીઓ નગરમાં વસનારા નાગરિકો બન્યા, પણ ચમત્કારપુર છોડવાનો પણ પ્રસંગ પ્રાપ્ત થયો. પાછું વળી તપોબળ જ કામ આવ્યું; '**ન-ગરં**' મંત્રના સામર્થ્યથી નાગરો નગરમાં પુનઃ આવ્યા આ વાત પુરાણ પ્રસિદ્ધ છે.

ઐતિહાસિક કાળની નોંધ કરતાં કર્નલ ટૉડ લખે છે તે પ્રમાણે ઇ. સ. ૧૪૪-૨૦૦માં અયોધ્યાના રાજા કનકસેને ગુજરાતનું રાજ પરમાર વંશના રાજા પાસેથી ખૂંચવી લીધું અને પોતાની સત્તા સ્થાપી. વન તપોવનનાં નિવાસસ્થાનનો કાળ ક્યારનો ગયો હતો; હિંદુસ્થાનની લક્ષ્મી પરદેશીઓનું આકર્ષણ કરી રહી હતી, નાગર-

બ્રાહ્મણો-નાગરિકો બન્યા અને સ્વદેશ-પ્રેમના ચમકારે તેઓને પ્રકાશમાં આણ્યા. રાજાશ્રય તેઓને મળ્યો અને રાજા-પ્રજાની અનેક સેવા બજાવી-તેમણે-'યુગ-ધર્મ' પાળ્યો.

'શ્રી. ગૌરીશંકરભાઇ ગગાભાઇ'ના જન્મવૃત્તાંતમાં શ્રી. કૌશિકરામના નિવેદનમાં નોંધ છે કે વાડીનો સંવત ૨૨૧નો લેખ, હુમડીનું સંવત ૩૧૨નું તામ્રપત્ર; ઉનાનો સંવત ૨૫૧નો લેખ, એ આદિથી નાગરો ઈસ્વીસનના દ્વિતીય શતકમાં 'વૃદ્ધનગર અથવા' 'આનંદપુર'થી બહાર નીકળવા લાગ્યા એમ સમજાય છે. વલ્લભીના વિનાશ પછી ચિતોડની ગાદી સ્થાપનાર રાજકુંવર સાથે નાગરો હતા અને આ ઐતિહાસિક સંયોગને 'અકબર ચરિત્ર'નો લેખક વિન્સેન્ટ સ્મીથ' પણ અનુમોદન આપે છે. 'વિન્સેન્ટ સ્મીથ' જણાવે છે કે 'બાપા-રાવળ' જેને ચિતોડનો મૂળ પુરુષ ગણવામાં આવે છે, તેનાથી પણ પહેલા ઈ. સ. ૬૦૦નો ઘેલોત - ગૂહદત્ત - નામનો પુરુષ ચિતોડના મહારાણાનો મૂળ પુરુષ છે, અને જેના ઉપરથી 'મહારાણા-ઘેલોત' વંશનો પણ કહેવાય છે. ઉપર નિવેદન કર્યું તેમ 'ગુહદત્ત' ગૂજરાતના વડનગર અથવા પુરાતની નામ આનંદપુરનો નાગર હતો, એ વિન્સેન્ટ સ્મીથ ઈંગ્રેજ ઈતિહાસકાર જણાવે છે. ઐતિહાસિક હકીકતની તુલના કરી આટલું કહી શકાય કે ચિતોડના મૂળ પુરુષો બનાવવામાં અને તેમની વીરતાની છાપ પાડવામા નાગર મુત્સદીઓએ જીગરજાનથી ભાગ લીધો હતો, અને બાપા રાવળને ઇડર પ્રદેશથી રજપૂતસ્થાનમાં જમાવટ કરવામા નાગર નરવીરોએ જ મદદ કરેલી, એટલે તે કાળના નાગરો, જેઓ રાજનિષ્ઠ સેવા અને ઉચી સંસ્કૃતિ માટે પંકાયેલા હતા તેમનું કૃત્ય ચારિત્ર્ય અનેકધા રજપૂત નરવીરોમાં પ્રતિબિંબિત થયું હોય, અને એવી ઐક્ય-ભાવના જામી હોય, કે જે ઉપરથી ઇતિહાસકારે મહારાણાના મૂળ પુરુષ અને નાગરની એકતા જોઇ હોય તો તેમાં નવાઇ જેવું નથી." ×

× "અકબર" - સયાજી સાહિત્ય માળા વૈષ્ણવ કૃત

જુના વૃત્તાંત ઉપરથી માલુમ પડે છે કે ઇસ્વીસનના ૧૧મા શતક સુધી 'ગૃહસ્થ' અને 'બ્રાહ્મણ' એવા ભાગ પડ્યા નહોતા તેવા ભાગનું પૂર્વ સ્વરૂપ 'અભ્યંતર' અને 'બ્રાહ્મ' એ હતું-કેવળ ધર્મ-કર્મકાંડ, પઠન-પાઠનમાંજ કાળ નિર્ગમન કરનારાઓનું એક જૂથ અને દેશ-કાળ સંયોગને આધીન રહી 'યુગધર્મ' સ્વીકારી 'કર્મવીર' બની રાજા પ્રજાની સેવામાં પ્રવૃત્ત રહેનારાઓનું બીજું જૂથ; અને પછીથી 'નાગર ગૃહસ્થ' અને 'બ્રાહ્મણ' એમ ઉત્તરોત્તર નામાભિધાન પડ્યાં હોય એમ લાગે છે.

શ્રી. કૌશિકરામભાઇ મે. ગૌરીશંકર ઓઝાના જન્મ વૃત્તાંતમાં લખે છે તે પ્રમાણે ઉત્તમમા ઉત્તમ વર્ણને પણ બ્રાહ્મણ સંજ્ઞાથી જ સંબોધન થતુ. છેક મૂળરાજ અને તે પછી વિશળદેવના સમય સુધી ગુજરાતમા જે ઘણી જ્ઞાતિઓ છે તેનું દર્શન થયું નથી. નાગરોની જન્મભૂમિ ગુજરાત છે, અને કોઇ પણ બ્રાહ્મણો તળ ગુજરાતના મૂળ નિવાસી હોવાનો દાવો કરી શકે તો તે નાગરો જ છે એમ ધારી શકાય છે. આપણે આ ઉપરથી એ નિર્ણય ઉપર આવી શકીએ કે નાગરોનો આ કાળ જેમ સાહિત્યને અંગે ચોક્કસ કાળને શ્રી. ગોવર્ધનરામભાઇ "ભ્રમણ કાળ"ની સંજ્ઞા આપે છે તેવો નાગરોનો ભ્રમણકાળ હતો. દેશના જુદા જુદા ભાગોમા ગુજરાતના ચમત્કારપુર-આનર્તપુર-આનંદપુર-વૃદ્ધનગર કે વડનગર એ સ્થળેથી સંયોગવશાત્ જુદે જુદે કાળે નાગર નીકળી પડ્યા અને વસવાટ કરવા લાગ્યા; અને તે ઉપરથી પાછા વળી જુદા જુદા જૂથમાં વહેંચાયા -જેવા કે વડનગરા, વિસનગરા, સાઠોદરા, ચિત્રોડા, પ્રશ્નોરા, ડુંગરપુરા. ડૉ. ધ્રુવ (હરિલાલ હ) અને શ્રી. માનશંકર પીતાંબરદાસ મહેતાએ ઉંડી અભ્યાસીની દૃષ્ટિએ સિદ્ધ કરી બતાવ્યું છે કે : નાગરો ગુજરાતમાંથી કાઠિયાવાડમાં આવેલા અને રાજ્યાશ્રય મેળવી મોટા નામાંકિત થયેલા. નરસિંહ મહેતાના વેવાઇ, મદન મહેતા ગૂજરાતના

વડનગરના રાજાના પ્રધાન નહિ, પણ કોડીનાર પાસે તે કાળના વડનગરના રાજાના પ્રધાન હતા, એમ પણ વિશ્વસનીય ઐતિહાસિક વૃત્તાંતથી તેઓએ પુરવાર કર્યું છે. શ્રી. માનશંકર પીતાંબરદાસ મહેતા 'કાઠિયાવાડનું વડનગર' એ લેખમાં બહુ સરસ ઐતિહાસિક વૃત્તાંત અને લેખોનાં પ્રમાણો આપી નાગરના આ ભ્રમણ કાળની સાક્ષી પૂરે છે. અને તેમની નોંધમાં છે, તેમ કોડીનારના કોટેશ્વર મહાદેવના લેખમાં 'નાનાક'નું નિવેદન છે, તેમનો મૂળ પુરુષ વડનગર (ગુજરાત)થી કાઠિયાવાડમાં ક્યારે આવ્યો હશે તે ચોક્કસ કહી શકાય તેમ નથી; પણ વલ્લભી રાજાઓના લેખ ઉપરથી એટલું તો સમજાય છે કે તેઓના સમયમાં ગુજરાતમાંથી આવીને નાગરો વલ્લભીપુરમાં વસ્યા હતા, અને તેમાંના કેટલાકને આસપાસના પ્રદેશમાં, ગામો દાનમાં આપવામાં આવ્યાં હતાં; અને શ્રી માનશંકરભાઈના અભિપ્રાય પ્રમાણે વલ્લભીપુરના નિવાસ પછી કે તે સમયે કાઠિયાવાડના જુદા જુદા ભાગોમા પણ નાગરોએ વસવાટ કર્યો લાગે છે. જુનાગઢના ચુડાસમા રાજા રા'દયાસનો મંત્રી 'શ્રીધર' નાગર જ્ઞાતિનો હતો એમ કહેવામા આવ્યું છે. (નાગર ત્રિમાસિક અં. ક. પૃ. ૪ × × કદાચ શ્રીધર ઈ. સ. ૧૦૦૩માં થઇ ગયેલ રા'દયાસનો મંત્રી હોય તો જુનાગઢમાં વહેલામાં વહેલા ઈ. સ. ૧૦મા સૈકામાં ગુજરાતમાંથી નાગરો આવીને વસ્યા હોય એવું અનુમાન થઇ શકે છે; તે પહેલાં ત્યાં નાગરો હોવાનું પ્રમાણ મળતું નથી. શ્રીયુત કૌશિકરામભાઇની નોંધમાં પણ છે કે વડનગરા નાગરોનાં ૨૨ ગામ કાઠિયાવાડ (સોરઠ)માં ૧૨ ગુજરાતમાં અને ૬ પોળ તથા ૨ ઝાંપા મળી બત્રીશ સ્થાનો ગણાય છે. એ નાગરોમાં ઘણા તરવાર બહાદુર, રાજનીતિજ્ઞ, કવિ, પંડિત અને ભક્ત થઈ ગયા છે. નરસિંહ મહેતા પર્વત મહેતા, અમરજી, રણછોડજી, ગાયકવાડના પ્રખ્યાત અમરેલીવાળા મજમુદાર કુટુંબના ઘણા પુરુષો, ધોધાના દેસાઇ અને મજમુદારો એમ એક કાઠિયાવાડમાં અનેક બહુ પ્રસિધ્ધિને પામ્યા છે; એટલું જ ,

નહિ પણ રાજ્યો સ્થાપવામાં, નવા દેશો પ્રાપ્ત કરવામાં, નવી હકૂમતને પોતાના દેશમાં બંધબેસતી કરવામાં, સંધિ અને કરારોની વ્યવસ્થા કરવામાં, આ વર્ગના અનેક દક્ષ પુરુષોએ અતિ સ્તુતિપાત્ર અને તેમના નામને શોભા આપનારો ભાગ લીધો છે."

"આખા સૌરાષ્ટ્રનાં ઘણાં ખરાં મોટાં રાજ્યોમાં નાગરો પોતાના શૌર્ય, પરાક્રમ અને સ્વામી–ભક્તિના મહાત્મ્યને લીધે વંશ પરંપરાનાં ગામો, જાગીરો અદ્યાપિ ભોગવે છે એ સુવિદિત છે; અને ત્યાંના દેશી રાજ્યોની સ્થિતિ અને શોભા નાગરોથી મચવાઇ છે એમ જણાય છે,–'સોમનાથ'ના રક્ષણમાં ધર્માભિમાન અને સ્વામી–ભક્તિનું દર્શન કરાવનાર નાગરોનું જેમ સર્વત્ર માન વધ્યું. તેમ ઉના દેલવાડાના વાજા રજપૂતોએ પણ નાગર મંત્રી રાખવાનું ઉચિત ધાર્યું. કેટલાંક નાગર કુટુંબો વડનગર ભાંગવાના સમયથી ઉંઝામાં નિવાસ કરી રહ્યાં હતાં તે પણ પોતાના સંબંધીઓની પ્રબળના દેલવાડામાં દેખી ત્યાં ગયાં." ઉંઝામાંના નિવાસને લીધે "ઓઝા" એવી અવટંક તેઓની પડી. ×

**'નરસિંહ મહેતાના કોયડાનો ઉકેલ'** એ નામના ગુજરાતી પ્રેસ તરફથી પ્રગટ થયેલા પુસ્તકમાં શ્રી. અંબેકા જગજીવન નરભેરામ, જેઓ જૂના સાહિત્યના ઉંડા અભ્યાસી છે તે, નાગરોને ઉદ્દેશી નોંધ લે છે......"શ્રી મહેતાજીના કાવ્યરૂપ મંદિરના ભક્તિરૂપ શિખર ઉપરનો કીર્તિરૂપ ધ્વજ દિગંતમાં દેખાતો હતો. તેનાં દર્શનનો લાભ ભલભલા વિદ્વાનો, સંતો અને ભકતોએ લીધો હતો. જેમ મહીધર નાગરે રચેલ વેદનું ભાષ્ય, દયાબહાદુર અને છબીલારામ જેવાનુ પોતાના સ્વામી તરફ નિમકહલાલીપણું અને અનેક નાગરોનું મુત્સદ્દીપણું સર્વ દિશામાં ઝળકી ઉઠેલ છે, તેમજ મહેતાજીના નાગરી

× નરસિંહ મહેતાનાં પુત્રી કુંવરબાઇના શ્વસુર પક્ષનું મૂળ આ ઉના–દેલવાડાના 'ઓઝા' કુટુંબમાં છે.

ભક્તિનો અપૂર્વ પ્રકાશ-આક્ષેપોના—અંતઃકરણમાં ચમકાર કરે છે, તેથી તેવા પુરુષોને, તેમનાં કાર્યોને, તેમજ તેઓની જન્મદાતા ભગવતી નાગરી માતાઓને મારા તો કરોડ વાર અંતઃકરણપૂર્વક પ્રણામ છે.

"ન્યાયમૂર્તિ ગુજરાતી સાક્ષરી જનતાને હું નિવેદન કરું છું કે હું કોઇ નાગરોનો કે નાગર જ્ઞાતિનો આશ્રિત નથી, તેમનો ગોર નથી, તેમનો બારોટ નથી, છતાં ઇશ્વરસાક્ષીથી કહું છું કે સાહિત્ય અને ધર્મશાસ્ત્રોના નિર્ણયો અને ભાષા તથા લિપિજ્ઞાન માટે નાગર વિદ્વાનોએ આર્યાવર્ત ઉપર જે ઉપકાર કર્યો છે તેટલો પ્રમાણમાં ઇતર જ્ઞાતિએ નથી જ કર્યો તે નિર્વિવાદ છે. " ......... "દેવ નાગરી" લિપિ સાથે નાગરનું નામ શા માટે જોડાયું છે? આ માટે 'નાગરી પ્રચારિણી' સભા (કાશી) થી જે માસિક નીકળે છે તેમાં ખૂબ ચર્ચા થઇ છે અને ઐતિહાસિક પ્રમાણોથી સિદ્ધ થયેલ છે કે તે લિપિ એક "દેવ યાજ્ઞિક" નામના નાગર વિદ્વાને જ શોધેલ છે......"

પ્રિય સજ્જન વાંચનાર! "નાગરોના ભ્રમણ કાળ"ની રૂપરેખા આલેખતાં અમે તને પણ ખૂબ ભ્રમણ કરાવ્યું, પણ જે મહાન ભક્ત કવિની તસ્વીર તારી પાસે ઝાંખી ઝાંખી પણ અમે રજૂ કરવાના છીએ, તે કયા દેશકાળના સંયોગો વચ્ચે દર્શન દે છે તેનો ઉડતો પણ ખ્યાલ તને આવે એવા નમ્ર ઉદેશથી જ અમે તને લાંબી મુસાફરી કરાવી છે.

શ્રીયુત ગોવર્ધનરામભાઇએ સરસ્વતીચંદ્ર ભાગ ૪ માં મર્મ દેશ કાળને બોધ બેમતું થઇ પડે એવું વેદવાક્ય ટાંક્યું છે. "इंद्र इ च्चरतः सखा।" – આજ પણ વિજળીક પ્રવાહની તરવરાટી દાખવનાર યુવાન વર્ગ "action, action, action" જાણે નવી શોધ જ થઇ હોય એવી રીતે પ્રેરક મંત્ર ભણે છે; પણ અમે એજ દર્શાવવા માગીએ છીએ કે કંઇક આસમાની સુલતાનીના જમાનામાં—વડનગરથી ચોવીસ કલાકની

પણ ચેતવણી વગર નાગરોને નીકળી જવું પડયું હશે, અજાણ્યા સંયોગોમાં અથડાવું પડયું હશે, અને પછીથી ઉપરના કેટલાક નિવેદનોમાં નોંધ છે તેવી અમર નામના જમાવી હશે, તેમાં इंद्र इ च्चरतः सखा એ મંત્રનું જ ઉગ્રજ્ઞાનથી પરિપાલન થયું છે. પ્રિય સજ્જન મિત્ર ! આજ પણ કંઇ કંઇ પ્રતિકૂળ સંયોગોમાં આપણાં ઉગતા યુવાનો યુવતીઓને

" ઘર તજી ભમું હું દૂર સ્વજન હીન ઉર ભરાઇ આવે
નહિ ચરણ ઉપડે મુજનો શોકને મારે "

એ પંકિતઓને યાદ કરતાં કરતાં પણ જીવમદાના જીવનકલહમાં ઝંપલાવું નથી પડતું ? પડે છે જ–પણ તેમાં આપણા આદર્શ નરનારીઓનાં 'સત્વો' પ્રેરણા, ધારણા આપો એવી ઉગરની વાઞના છે.

ગૂજરાતના છેલ્લા રજપૂત રાજા કરણવાઘેલાના સમયે વડનગરમાં રહેલા દૂદ બો પાઠા કાઠિયાવાડ-તરફ નીકળી પડયા. તે કુટુંબમાં આપણા ભક્તરાજ નરસિંહ મહેતાનું મૂળ હતું અને તેની સાથે જ નાગરોના ભ્રમણકાળની કાઠિયાવાડ, ગૂજરાત અને હિંદભરને પ્રસાદી મળી, તેની એકતાનતા નીચે ઉતારી લીધેલ જૂના કાવ્યની પંક્તિઓમાં આ અનુસંધાન તને મળશે

× × × ×

લુંટાયું મહુ વૃદ્ધનું નગર તે
ભાગ્યા ઘણા નાગર
પંડયા ભાણજી નામના સમયને
સમજ્યા મતિ સાગર.
ચાલ્યા દેશ વિદેશ સ્થિર દારા
નારી અને બાળક.
પુત્રી તેમજ પુત્ર લઇને
સદ્ધર્મના પાલક.

સૌરાષ્ટ્ર 'તુલજાપુરી' નગરમાં
ગજા જાંદા 'દેવ' છે;
તે નાગાર્જુન નામથી પણ વળી
જાણે મહુ દેવ છે.
પંડયા બાણુજી આવી ત્યાંજ વસિયા
સર્વ ટળી આપદા.

રાજા વિક્રમ સંવત તણા સૈકા પૂરા તેરને
શૂન્ય ૫૬ સહિતે વસ્યા સ્થિર થઇ રંગે રૂડી પેરે તે.
(૧૩૬૦)

'વંશાવેલી કાવ્ય'
ગુજરાતી દીપોત્સવી અંક
તા. ૧૫-૧૦-૩૩

卐

## પરાપૂર્વના સંયોગ

" પ્રભુથી સહુ કંઇ થાય છે
અમથી થાય ન કંઇ;
રાઇનો પર્વત કરે
પર્વતની વળી રાઇ."

( 'રાઇનો પર્વત '–શ્રી. રમણભાઇ )

" સુગ તણું જે એમણું ત્રાપજ હતું તે અવસરે,
મેતાપણું પંડયા તણા પુત્ર જ ગદાધર ત્યાં કરે.

× × × ×

પંડયા મટી મેતા થયા અવટંક કાળે ફેરવી,
રાજા પ્રજાદિન સાચવી લક્ષ્મી ઘણી ત્યાં મેળવી."

( ગુજ. દી. અં. તા. ૧૫–૧૦–૩૫ )

ગુજરાતના વડનગરથી બાલુજી પંડયા સંવત ૧૩૬૦માં કાઠિયાવાડમાં આવ્યા, અને તુલજાપુરી (તળાજા)માં હિંદુ રાજા 'દેવ' દે નામાર્જુનના રાજાશ્રય નીચે વસ્યા. પરાપૂર્વથી રાજાઓ ધર્મપાલક છે, અને રાજધર્મનું મુખ્ય અંગ પણ તેજ છે કે પ્રજાને સર્વાંગે ઉન્નતિ પથ પર ચઢતી જોવી, અને પ્રજાના અગ્રણી સજ્જન

મહાજનને રાજ્યાશ્રય આપી તેમને રાજ-પ્રજાના કલ્યાણમાં યોજવા. રાજધર્મનું સૂક્ષ્મ તત્ત્વ જે જે દેશકાળમાં સચવાયું છે, તે તે દેશકાળ ઇતિહાસમાં સોનેરી પાનાં રચે છે. ભાણુજી પંડયા જે સમયે તળાજા આવ્યા તે દેશકાળ ધર્મક્રિયાના પ્રાધાન્યવાળો હતો. ભાણુજી પંડયાને બહુ અનુકૂળ સંયોગો રચાયા. તેઓ ધર્મનિષ્ઠ કર્મકાંડી હતા, અને નાગાર્જુન રાજાને પણ તેની જરૂર જ હતી. મહાભારતના ઉપદેશ રહસ્ય પર વિવેચન કરતાં ગૂજરાતની સંસ્કૃતિના મૂર્તસ્વરૂપ આચાર્ય શ્રી. આનંદશંકર ધ્રુવ વર્તમાન કાળનાં ઉગતાં નવયુવાન યુવતીઓને પણ બહુ સમજવા જેવું ધર્મનું સ્વરૂપ આલેખે છે. સર્વ દેશકાળને બંધ બેસે એવો 'મહાભારતના ઉપદેશ રહસ્ય'માં અંતર્ગત એ 'ધર્મ' તે સચવાય તો 'યત્ર ધર્મ સ્તત્ર કૃષ્ણ : ।' અને યત્રકૃષ્ણ સ્તત્ર જય : ।' એ નગદ સત્ય આજના 'રેડીઓ' અને 'એરોપ્લેન'ના જમાનામાં પણ પ્રતિફલિત થતું આપણે અનુભવીએ એમ તેઓ સિદ્ધ કરી બતાવે છે. ભાણુજી પંડયાનો કાળ જે 'ધર્મ' માગતો હતો તે 'ધર્મ' ભાણુજી પંડયાને સાધ્ય હતો અને તેને લઇને જ ભાણુજી પંડયા અગર જો તળાજામાં પરદેશી ગણાતા હશે, તો પણ તે સ્વદેશી થયા; અને રાજાની પ્રીતિ સંપાદન કરી શકયા અને જમીન-જાગીર, વાડી-વજીફા મેળવી શકયા: તથા કુટુંબને ઉંચી કોટિએ પહોંચાડી શકયા. નાગાર્જુનને 'પુત્રેષ્ટિ યજ્ઞ' કરાવવામાં ભાણુજી પંડયાની સહાય થઇ અને રાજાને વાંછિત ફળપ્રાપ્તિ પણ થઇ ભાણુજી પંડયાને 'મહાદેવ પુર' અને 'ઇશ્વરીયા' ગામ ઇનામમાં મળ્યાં અને શ્રી. બધેકાજીની નોંધ છે તેમ 'ઇશ્વરીયા' તે 'ઇમોરીયા' અપભ્રંશ નામમાં હાલ ભાવનગર રાજ્યનું ગામડું અસ્તિત્વમાં પણ છે.

ભાણુજી પંડયાના પુત્ર ગદાધર દેશકાળના સંયોગોને આધીન થઇ રાજસેવામાં પડ્યા; અને સામંતવાળાના રાજપુત્ર સુરાના કારભારી તરીકે તાબેજમાં રહી રાજતંત્ર ચલાવવા મંડયા; અને પરાપૂર્વની

પ્રવૃત્તિમાં ફેરફાર થવા સાથે પંડયાની અવટંક બદલાઇ અને મહેતા તરીકે જાણીતા થયા. બારે વર્ષ રાજકાજનું કામ કર્યું અને પછીથી પ્રવૃત્તિની દિશા બદલાઇ–વ્યાપાર, રોજગાર તરફ તેમનું આકર્ષણ થયું અને કંઇક અંશે જીવનની સ્વતંત્રતાનું આદર્શ ધ્યેય આમ જૂદું જ બંધાયું. તેમની વ્યાપારી પેઢીઓ 'ગુંદીગઢ' અને 'તળાજા'માં જામી; અને તેમનાં વહાણ દરિયો ખેડવા લાગ્યાં. અગર જો અત્યારે આપણે એમ જ માનવું પડે કે નાગરોને નસીબે નોકરી જ જડાયેલી જમાનાઓથી ઇતિહાસે જોઇ છે–પણ વચ્ચે વચ્ચે નાગર કુટુંબોનાં વૃત્તાંત આના ગદાધર જેવા 'લાખે લેખાં' કરવાવાળી વ્યક્તિઓનું પણ દર્શન કરાવે છે; છતાં એમ કહેવું જ પડે કે જે પરિસ્થિતિ દેશકાળની હતી તે પરિસ્થિતિએ જ તેમને સેવા–ધર્મમાં બાંધી રાખ્યા. નાનામોટાં રાજ્યો બંધાતા હતાં, રાજાશ્રયમાં રહી–નિમકહલાલી, વફાદારી અને કાર્યદક્ષતાના ગુણે, રાજાપ્રજાની સેવામાં જ તેઓને ન છૂટી શકાય તેમ પ્રવૃત્ત રાખ્યા, અને ઉત્તરોત્તર નાગરોનું રાજસેવાનું ખમીર બંધાયું. તે કાળના રાજાઓએ નાગરોના ગુણની પિછાન કરી, અને રાજાપ્રજાના કલ્યાણમાં સતત જોડાયેલા રહે એવા ભાવથી જાગીરો, ઇનામો અને બહુ માનથી નાગર મુત્રી–તંત્રીઓને પોતાના કરી લીધા હોય તો તેમાં નવાઇ જેવું નથી. સમયના પલટા ઇતિહાસસિદ્ધ વાત છે. અને તેની તુલનાત્મક દૃષ્ટિએ તપાસ કરીએ ત્યારે એક કરતાં વધારે દૃષ્ટિબિંદુથી રાજાપ્રજાનાં કલ્યાણની ભરતીઓટનાં કારણ પ્રત્યક્ષ થાય છે. ગદાધર મહેતાએ શતકો પહેલાં વ્યાપારમા જે સ્વતંત્રતાની ઝાંખી કરી, તે આધુનિક જમાનાને બહુ ગમી જાય એવી હતી; પણ તે સમયે ગદાધર મહેતાનું અનુકરણ નાગરજ્ઞાતિનો મોટોભાગ કરી શકે એમ નહોતું, તેની ઉપર સૂચન કર્યું તેમ દેશને જ જુદી જ ઉપયોગિતા હતી અને એટલે જ માનો ન માનો પણ 'નોકરી' આપણા જમાનાઓમાં વારસામાં ઉતરી આવી જ.

ગદાધર મહેતાનાં લગ્ન તળાજામાં થયાં હતાં, તેમની પત્નીનું

નામ ગોમતીબાઇ હતું અને મનસુખ દેસાઇની પુત્રી હતી. જૂનું વૃતાંત નોંધ લે છે તેમ ગોમતીબાઇ બહુ પવિત્ર સાધવી પુરંધ્રી હતી અને 'માતા'નું ઇષ્ટ સાધ્ય હતું. ગદાધર મહેતાનાં સુખસંબંધમાં સોનું ને સુગંધની મિલાવટ હતી. તેમને પાંચ પુત્ર થયા, પણ છઠ્ઠો પુત્ર જ માત્ર જીવતો રહ્યો. એ પુત્રરત્નનું નામ પુરુષોત્તમ હતું. પુરુષોત્તમને બે પુત્ર થયા–કૃષ્ણદામોદર અને પર્વત મહેતા. કૃષ્ણદામોદર તે સમયના સંયોગોને અનુકૂળ એવા સિપાહીસાલાર થયા, અને પર્વત મહેતા ગૃહસ્થ છતે પહેલેથી જ ભક્તિ તરફ વળ્યા. એક કુટુંબમાં આવી રીતે કુદરતે અજબ ચિત્ર ખડું કર્યું એમ કહીએ તો કંઇ ખોટું નથી. ગદાધર મહેતા મોટા વેપારી— જેને ત્યાં દરિયાપારના દેશોમાં જતાં વહાણો, કૃષ્ણદામોદર સિપાહીસાલાર અને પર્વત મહેતા ગૃહસ્થાશ્રમી, જ્યારે તેજ કુટુંબમાં

"સુખ સંસારી મિથ્યા કરી માનજો,
કૃષ્ણ વિના બીજું સર્વ કાચું."

એ સત્યને અનુકૂળ જીવન જીવી બતાવનાર–'નરસૈંયો ભક્ત હરિનો' દર્શન દે છે.

કૃષ્ણદામોદર અને પર્વત મહેતાનાં લગ્ન પણ તળાજામાં જ થયેલાં. કૃષ્ણદામોદરનાં પત્નીનું નામ દયાકોર અને પર્વત મહેતાની પત્નીનું નામ મધુમાલતી હતું. આ કૌટુંબિક હકીકત શ્રી બધેકાજીના સંશોધનને આભારી છે. અત્યાર સુધીના નરસિંહ મહેતાનાં જીવન સંભારણામાં એવી જ છાપ હતી, કે કાઇ સાધનહીન, ગરીબ કુટુંબના રખડતા રઝળતા, ભક્તિની ઘેલછાવાળા, 'નરસિંહ મહેતા'-હતા, પણ આપણે જાણી શકીએ છીએ કે નરસિંહ મહેતા મોટા જાગીરદાર, બ્યાપારી, ધનાઢય કુટુંબમાંથી ઉતરી આવેલા અને તેના તેમનાં જ પદમાં સુંચાયલ પંક્તિ, તેમનાં પત્ની માણેકબાઇના જ મુખથી નીકળે છે,

"આપણું ઘર તો આદિ મોટું ઘણું
નિરધન વિવાહ તે કેમ થાશે !"

પણ પ્રિય સજ્જન વાંચનાર ! સંયોગોના પલટા- સર્વ દેશકાળમાં સર્વને જ આવે છે. અને તેમાં પણ પ્રભુની કંઇ કંઈ યોજના છે; અને આપણે જોઇએ છીએ કે નરસિંહ મહેતાને તો પ્રભુ

"સંતો હમે રે વેવારીયા શ્રી રામ નામના
વેપારી આવે છે બધા ગામ ગામના–"

આવા વૈકુંઠનો વેપાર ખેડવાવાળા બનાવી જગતને પ્રેમ–ભક્તિના પાઠ ભણાવવા ચાહતા હતા.

પ્રિય સજ્જન વાંચનાર ! નરસિંહ મહેતાનું અવતરણ ક્યા કુટુંબમાં થયું તેની નોંધ વૈષ્ણવ કુટુંબોની વંશાવળીમાં પણ પાંત્રીશ વર્ષ પહેલાં ઘણા સંશોધનને પરિણામે સ્વ. શ્રી. રા. ગ. અમૃતલાલ જટાશંકર બુચ (વડોદરા કોલેજના ડૉ. બુચના પિતા) એમણે લીધી છે. ઘણાં નાગર જુથો અને કુટુંબોની વંશાવળી શ્રી. અમૃતલાલભાઇએ સંકલિત કરી છે; અને આવી વંશાવળી ગૂજરાતમાં કે અન્ય સ્થળે નાગરોને અંગે થઈ હોય એમ જાણવામાં નથી. સામાન્ય માહિતી ખાતર અમારે લખવું જોઇએ કે વિસનગરા નાગરોને અંગે વંશવૃક્ષ જેવું પુસ્તક વડોદરાની સેન્ટ્રલ લાયબ્રેરીમાં અમારા જોવામાં આવ્યું છે એમ યાદ આવે છે, શ્રી. રા. અમૃતલાલ બુચે એકલા વૈષ્ણવની જ નહિ પણ બુચ, ધોળકીઆ, માંકડ વિગેરે કુટુંબોની વંશાવળી પણ સંશોધન કરી મેળવેલી. તેઓ લખે છે કે વૈષ્ણવ કુળ આપણને લાંબા ગાળા ઉપર લઈ જાય છે, અને આ કુળની જૂનામાં જૂની વંશાવળી છે તેમની નોંધ પ્રમાણે વૈષ્ણવ કુટુંબો, જેનાં મૂળની હકીકત આપણે જાણી તે, કાઠિયાવાડ–કચ્છનાં જુદાં જુદાં શહેરોમાં વસે છે–જેવાં કે માંગરોળ- જુનાગઢ, વેરાવળ, પાટણ, ભૂજ, માંડવી, રાપર, મોરબી, રાજકોટ, જામનગર, વઢવાણ, ખંભાલીયા, પોરબંદર વસાવડ વિગેરે.

વૈષ્ણવ અવટંક ધરાવના નાગર જૂથ અસલ પુરાણા કયા ઋષિ કુળના અને કયા વર્ગના વિગેરે નાગરના દેવી વારસાનું 'સૂક્ષ્મ તત્ત્વ' શ્રી. અનંતપ્રસાદ ભાઈ જણાવે છે તે પ્રમાણે :

" યજુર્વેદ માધ્યંદિની શાખા
ત્રિપ્રવર નાગર જાતે
વડનગરમાં ગૃહસ્થ મોટા
વડીલોની વડી વિખ્યાતે "

ષ્ણુવ વૃક્ષમા પણ જે સંપૂર્ણ 'ચોક્કસ બંધના માર્મિક ચિન્હ' એમ કહીએ તો પણ ચાલે એમ છે તે, પ્રકરણ સમાપ્ત કરતાં ઉતારી લીધેલ છે.

| | |
|---|---|
| ગોત્ર | કાશ્યપિસ |
| શર્મ | દત્ત |
| પ્રવર | ત્રિપ્રવર |
| અવટંક | પંડ્યા ( મહેતા...વૈષ્ણવ ) |
| દેવી | ભટારિકા |
| ગણેશ | ખોખલો |
| સૂર્ય | |
| પીઠ | |
| મહેશ્વર | શ્રી હાટકેશ્વર |
| વેદ | યજુર્વેદ |
| શાખા | માધ્યંદિની |
| નાગ | તક્ષક |
| ક્ષેત્રપાળ | શોંદડીયો |
| કુલદેવ | રણછોડરાય |

---

## જનમના જોગી

प्रयत्ना द्यत मानस्तु योगी संशुद्ध किल्यिषः ।
अनेकजन्म संसिद्ध स्ततो याति परां गतिम् ॥

(ભગવદ્‌ગીતા અ. ૬–૪૫)

'હરિના જન તો મુક્તિ ન માગે,
માગે જન્મોજન્મ અવતાર રે;
નિત્ય સેવા નિત્ય કીર્તન ઓચ્છવ,
નિરખવા નંદકુમાર રે." (નરસિંહ મહેતા)

"ફરતું તિરથ સાધુ રે મહિમા સંતો સાંભળો હોજી
જેના મન મંદિરે વિઠ્ઠલવાસ."

(જંગમ તીર્થ, મીઠો કવિ
ગુ. દી. અં. ૪–૧૧–૩૪)

× × ×

જનમના જોગી રે નરસિંહ મહેતા
મળ્યા ગુરૂ "શ્રીકૃષ્ણ કહાવ્યું તેજ વધા શુચિ શ્લોકે રે
મેતા જાતે ભણ્યા............હરિગુણ ગાતે રે."

(શ્રી. અનંતપ્રસાદભાઇ)

× × ×

"જીવણાં જીવજો હો રાજ
જેનાં જુગ જુગ રહે નામ."

(ગુ. દી. અં. 'જીવણ')

**નરસિંહ** મહેતાનો જન્મ તળાજામાં થયો અને તેની નોંધ મોડો કવિ લે છે:

"દામોદરનો દીકરો નાનો નરસઇ જાણ
નરહરિનો અવતાર એ કર્યા વગ પુણ્ય પુરાણ
સૌદા ગોતર પાંમે (૧૪૬૫) પુનમ માસ વૈશાખ
તળાજે નરસૈં અવતર્યો મહેતા સુરજીએ આપી શાખ."
(ગુ. દી. અં. ૪-૧૧-૨૪)

નરસિંહ મહેતાના પિતા કૃષ્ણદામોદર અને પર્વત મહેતા, કુટુંબીજનોને તળાજામાંજ રાખી, જુનાગઢ તરફ તે દેશકાળને બંધ બેસતા વ્યવસાયમા પડે છે. કૃષ્ણદામોદર સિપાહીઆલાર હતા, અને તેને નોકરી પણ તેવી જ આપવી પડી; જ્યારે પર્વત મહેતા જુનાગઢથી માંગરોળ ગયા, અને જન્મથી ભક્તિ તરફ જેનો ઝુકાવ હતો તેમને અનુકૂળ પડે તેવી જ પ્રવૃત્તિનો લાભ મળ્યો.

"પછી પર્વતને મોકલ્યા મંગલપુર નિરધાર
થીર કાય કરીને ત્યાં રહ્યા શેષ ભવેના કામદાર."

કુદરતની રચના કોઇ અકળરંગી હોય છે. કૃષ્ણદામોદર વંથલીની લડાઇમાં મરાયા અને स्वर्ग द्वारम् अपावृतं । એ દેવી વાણી પ્રમાણે સ્વર્ગે સંચર્યા. જૂના કાવ્યમાંથી મળી આવે છે તે પ્રમાણે આ ઐતિહાસિક ઘટનામા પણ જીવનના ગૂઢતત્ત્વોનો ઉકેલ થાય એવા સંયોગોનું દર્શન થાય છે. હકીકત એવી મળે છે કે કૃષ્ણદામોદર જે યુદ્ધમાં બહાદૂરીથી લડતાં મરાયા તેજ યુદ્ધમાં તે સમયે 'લુંભા' નામથી પ્રસિદ્ધ સૈનિક જે મારડા-આહિર જાતિનો હતો તે પણ રાય મેગળ સાથે હતો; અને કૃષ્ણદામોદર તથા રાય મેગળના દ્વંદ્વ યુદ્ધને ટાંકણે કૃષ્ણદામોદરની તરફ કારી ઘા કરવા તે પ્રેરાયો હતો. યુદ્ધ નીતિ નહિ સાચવવા બદલ તેનો પુનર્જન્મ "માણા ઉનધાંખડા" તરીકે થયો, અને તેના પૂર્વ જન્મના સાથી સોમાઇદાનો જેતા કાઠી તરીકે

પાછો સમકાલીન જન્મ થયો હતો. માણાકિત અને જેતા કાઠી એ નરસિંહ મહેતાના સમકાલીન વીરો હતા; અને તે સર્વ હકીકત જેમા અંતર્ગત છે તે 'સમાગમનાં પદો' શ્રી. બધેકાજીના પરિશ્રમ અને સંશોધનને પરિણામે મળ્યાં છે. જન્મ જન્માંતરની ઘટના પણ કેવી અજબ છે અને તે આત્મિક વિકાસને બંધબેસતી થઈ 'જીવન–રહસ્ય'નો સ્પષ્ટ ખુલાસો કરે છે તે આ ઉપરથી આપણે સહજ સમજી શકીએ. અને તેવા ઉદ્દેશથી જ અમે પ્રિય વાંચનાર ! તારી પાસે જરા લંબાણુ થાય એવી વિગત રજૂ કરીએ છીએ. અગર જો કે તે વાત, જે ભક્તકવિનાં સ્મરણ અમે તાજાં કરાવવાની આકાંક્ષા ધરાવીએ છીએ તેમના સોનેરી જીવનમાં તો તે, તાણા–વાણા જેવી વણાએલી જ છે.

વીરનર માણાકિત દામોદર કુંડ અને ગિરનારની યાત્રા કરવા નીકળી પડે છે, અને ગિરનારનાં એક પાછળ એક કોઠિયાં કરતા તુંગશૃંગ પર પર્યટન કરતાં છેવટ કાળિકાની ટૂંકે પહોંચે છે—કાળીભવાની આ વીરનરને સાક્ષાત્ દર્શન દે છે, અને ઉપર નિવેદન કરેલ છે તે માણાકિતના પૂર્વ જન્મની વિગત તેને સમજાવે છે; અને તેની સર્વ અભિલાષા પરમ ભક્ત નરસિંહ મહેતાના દર્શનથી પરિપૂર્ણ થશે એવી આજ્ઞા આપે છે. વાર્તા આગળ ચાલે છે. માણાકિત અને જેતો નરસિંહ મહેતાના દર્શનાર્થે જુનાગઢ પાછા ફરે છે, અને 'રાસલીલા'નાં દર્શન તેને થાય છે અને 'માગ્યું મોત'નું વરદાન પણ મળી જાય છે. શ્રી. બધેકાજીએ લેખ સિધ્ધ સંશોધન કરી બનાવી આપ્યું છે કે નરસિંહ મહેતાએ આપેલા વરદાન પ્રમાણે વીરનર માણાકિત અને જેતો સંવત ૧૫૧૪માં ગાયોનો બચાવ કરતાં પોતાની જાતનું બલિદાન આપે છે. ચારણ કવિના શબ્દ સામર્થ્યની મોહિની અકાતી નથી એટલે ઉપર કહેલી વિગત જે કાવ્યમા ગુંથાયેલી છે તેનો નમૂનો માત્ર પ્રિય સજ્જન ! તારી જાણ માટે નીચે ઉતારી લઇએ છીએ

"શરદની ચાંદની ગઢ ગિરનારની
દેવ દામોદર તીર્થ એવું,
રાસ મંડળ રમે ભક્ત જે નરસૈંયો
થાય દર્શન ટળે તાપ. તેવું.
ઝાઝરી, ખંજરી, તાળ, તંબુરને, મૃદંગ મધુર શોર કરવું;
શ્વેત વસ્ત્રો ધરી સંત મંડળ સહુ સાથે ગોવિંદનાં ગાન કરવું.
મુખ્ય મહેતાજી તો હાથ કરતાલ લઇ
કંઠ કેદાર આલાપ કરીયો!"

× × ×

કૃષ્ણદામોદરનો સ્વર્ગવાસ થયો, ત્યારે નરસિંહ મહેતાની વય ચાર વર્ષની હતી અને કુટુંબનો સર્વ ભાર પર્વત મહેતા પર આવી પડે છે. પર્વત મહેતા આનંદથી તે ભારે વહન કરે છે અને માંગરોળથી તળાજે દરેક પ્રસંગ ઉકેલવા પહોંચે છે. નરસિંહ મહેતાના જન્મ અને બાળપણની નોંધ લેતાં વિગત મળે છે તેમઃ

"જન્મીયા જડ જેવા રે
મુખે નહિ બોલતા હોઇ
મોટી ચિંતા માતાને એની થાય
ના રડે રે ના હસે રે ચેષ્ટા કાંઇ ના કરે
હોય જેવો જડભરતનો અવતાર હોઇ......"

નરસિંહ મહેતાના જન્મને અંગે પણ પૂર્વ જન્મની ઘટનાની વાત બહુ પ્રસિદ્ધ છે. પૂર્વ જન્મ જન્માંતરની રહસ્ય દર્શક કથાઓ પુરાણોં અને જૂના સાહિત્યમાં ખાતરીબંધ છે; અને તે આપણા દેશમા જ નહિ પણ સર્વ દેશમાં-પૂર્વ. જન્મસિદ્ધ કરનારી બિનાઓ બની છે. આપણે તો ભગવદ્ વચન જ પ્રમાણરૂપ છે એટલે તે સંબંધમાં વિશેષ વિવેચનની આવશ્યકતા જ નથી. શ્રી. કૃષ્ણ પોતે જ શ્રીમુખથી કહે છે—

"बहूनि मे व्यतीतानि, जन्मानि तव चार्जुन ।
तान्यहं वेद सर्वाणि, न त्वं वेत्थ परंतप ॥
( ભ. ગીતા, અ. ૪-૫ )

નરસિંહ મહેતા મુચકુંદ રાજાનો અવતાર હતા; અને જે ગુફા દામોદર કુંડ ઉપરની હાલ 'મુચકુંદની ગુફા'નું નામ ધરાવે છે તે ગુફામાં, મુચકુંદ રાજાની-કહો કે યોગનિદ્રાના અંતમાં, શ્રીકૃષ્ણચંદ્રનાં દર્શન તેમને થયાં, અને ભક્તિનું પ્રદાન મળ્યું. તે સાદી પુરાણી વાતમાં પણ સમજાય તો સૂક્ષ્મ વાત અંતર્ગત તો છે જ.—' નિષ્કામ કર્મ 'ને અંતે 'ભગવતી ભક્તિ' પ્રગટે અને જીવનનાં સાફલ્ય પ્રાપ્ત થાય તે સનાતન સિદ્ધાંત જ છે. મુચકુંદની નિષ્કામ દેવ-સેવાની પ્રવૃત્તિ અને પ્રેમ-ભક્તિનું પ્રાકટ્ય, અને શ્રીકૃષ્ણનો હાલતાં ચાલતાં પ્રત્યક્ષ સાક્ષાત્કાર થાય તેવો અનુકૂળ "નરસૈંયા"ના સ્વરૂપમાં જન્મ. એ સર્વ ઘટના જીવન પછી જીવન' અને 'અમર જીવન'ના તત્ત્વજ્ઞાનને બંધબેસતી જ છે, એ સૂક્ષ્મદર્શી અધિકારીને સહજ સમજાય તેમ છે જ. જન્મ-જન્માંતરની ઘટના એજ 'અમર જીવન' (Life ever-lasting)નો ખુલાસો છે; અને દેશ, કાળ, સંયોગ, સાધન એ સર્વ પુનઃ પુનઃ 'આત્મિક વિકાસ'ને આગળ વધવા, જન્મો પછી જન્મોમાં સાથે સાથે સરેજાય છેજ. આ સર્વમાન્ય સિદ્ધાંતની વાટાઘાટ આપણે તો ફરી શ્રી ભગવદ્ વાક્યમાં જ પ્રતિબિંબિત જોઇએ એટલે જીવન પુનર્જીવનના સવાલનો ખુલાસો સમજીએ—

तत्र तं बुद्धि संयोगं लभते पौर्व देहिकम् ।
यतते च ततो भूयः संसिद्धौ कुरुनंदन ॥"
( ભ. ગી, અ. ૬-૪૩ )

નરસિંહ મહેતા મુચકુંદનો અવતાર હતા, અને તે શ્રી ભગવત્ કૃપાના પ્રસંગને ઉદ્દેશી હિંદી ભાષામાં નરસિંહ મહેતાનું જીવનવૃત્તાંત

લખનાર 'શ્રી. મંગલ', ભાગવતનાં નીચે ટાંકેલાં વચનોની નોંધ લે છે:

હિંદીમાં 'ભક્ત નરસિંહ મહેતા'ના લેખક, હારમાળાના પ્રસંગ પછી શ્રીકૃષ્ણને શ્રીમુખે નરસિંહ મહેતાને ભાગવતની મુચકુંદ રાજા તરીકેના જન્મની યાદી તાજી કરાવે છે.........मेरे इसीलिए भक्त तो मोक्षको तुच्छ ही समझते हैं इसीसे तुमने कहा—

> न कामयेऽन्यं तव पाद सेवना
> दकिञ्चन प्रार्थ्य तमा द्वरं विभो
> आराध्य कस्त्वां ह्यपवर्गदं हरे
> वृणीत आर्यो वरमात्म बन्धनम् ॥
>
> ( શ્રીમદ્ ભાગવત્ ૧૦-૫૧-૫૬ )

अर्थात हे विभो ! अकिञ्चनोंके परम प्रार्थनीय आपके चरणोंकी सेवामें भिन्न किसी वस्तुकी मैं इच्छा नहीं करता ॥ हे हरे ! मोक्ष देनेवाले आपकी आराधना करके कौन सत्पुरुष अपने लिये बन्धनरूप वर मांगेगा ? ॥

અને પછી શ્રીકૃષ્ણે મુચકુંદ રાજાની માગણીથી નરસિંહ મહેતાના જન્મનું રહસ્ય દર્શાવનાર ચરણવાળા શ્લોકમાં છે તે વર આપ્યો—

> "जन्म न्यनन्तरे राजन् सर्वभूत सुहृत्तमः ।
> भूत्वा द्विज वरस्त्वं वै मामुपैष्यसि केवलम ॥"

......हे राजन् ! अगले जन्ममें तुम सब भूतोंका हितकारी ब्राह्मण श्रेष्ठ होकर एक मात्र मुझे प्राप्त होओगे ॥"

જગન્નિયંતાની રચનામાં મહાત્માઓનો ચોક્કસ દેશ કાળમાં જન્મ થાય. એ પણ હેતુપૂર્વક યોજના જ છે, અને જૂના વૃત્તાન્તની નોંધ પ્રમાણે વચલા ગાળામાં 'ભરત વિપાક' તરીકે જન્મ, નરસિંહ

મહેતાનો થયો હોય તે પણ 'अनेक जन्म संसिद्धि'ને બંધ બેસતો જ સંયોગ છે.

'દિવ્યપ્રભાત' શિર્ષક નીચે શ્રી. આનંદશંકરભાઈ જન્મજન્માંતર પર પ્રકાશ પાડતા ઇંગ્રેજ કવિ વર્ડસવર્થની ગૂઢ તત્ત્વદર્શક પંક્તિઓ ટાંકે છે, અને તેજ પ્રમાણે નરસિંહ મહેતાનું અલૌકિક જીવન ચોક્કસ દેશકાળને માટે ઘડાયું 'બુદ્ધ' જેવા મહાત્માઓને માટે પણ આવી જન્મ-જન્માંતરની કથાઓ 'જાતકમાલા'મા છે, અને તેમા આવીજ તૈયારીની ઘટના ઘટતી એ તત્ત્વનો ઉલ્લેખ થયેલો છે

> "Our birth is but a sleep and a forgetting,
> The soul that rises with us our life's star,
> Hath had elsewhere its setting
> And cometh from afar '
>
> (આપણો ધર્મ-પૃ-૧૦૨)

જન્મના જોગી નરસિંહ મહેતા, જનોઈ દેવાનો વખત આવી પહોચ્યો ત્યા સુધી મૂગા જ હતા. માતાને ખાસ કરી જે ચિંતાની લાગણી થતી હશે તેની કલ્પના, પ્રિય સજ્જન! માતાના પ્રેમની પ્રસાદી જેણે સદ્‌ભાગ્યે ચાખી હોય તેજ કરી શકે. પર્વત મહેતા માગરોળથી તળાજે આવી પહોચ્યા, જનોઇ દેવાની તૈયારી થઇ ગઈ સર્વને ચિંતા એક જ કે 'ગાયત્રી મંત્ર' નરસૈયો ઉચ્ચારી કેમ શકશે! પણ નરસિંહ મહેતાની ઉક્તિ–પળમા કર્તા પળમા હર્તા' પ્રમાણે ગોવિંદદાસ સાધુ મહાત્મા તેજ ટાંકણે મંડપમા આવી ચડયા અને બટુક નરસૈયાને નમન કર્યું. જન્મજન્માતરની જૂની પિછાન-સાધુને સાધુની બાળ-બટુક નરસૈં પણ સંતને ચરણે પડયા, અને બોલ્યા "રાધે ગોવિંદ" અને સર્વ સ્નેહી સબંધીઓ આશ્ચર્યચકિત થઇ ગયા,

> " ઈશ્વર સંકેત રે સંત ગોવિંદદાસ હોજી
> મંડપમા આવી ચડયા તે વાર,

અંદૂકને દેખી રે પાયે પડ્યા પ્રેમથી હોજી
મુખે બોલ્યા 'રાધે ગોવીંદ' નિરધાર;
અહુક હસીને રે 'રાધે ગોવિંદ' બોલ્યા હોજી
ઉઠી વળી લાગ્યો સંતને પાય;
ગુરુજી અમારા રે માન્યા તમને આજથી હોજી
જ્ઞાન ગુરૂ વિના કોઈને નવ થાય;
અન્યોન્ય ભેટયા રે એકાકાર અંતરે હોજી
પુરવ જનમનો સ્ફુર્યો સંસ્કાર;
વિસ્મય બહુ પામ્યા રે માત મન હરખીયા હોજી
લીધો કુંવા ગોરનો ઉપદેશ સાર"

\+ + × ×

(જંગમ તીર્થ —ગુજ—દી અંક ૨૮–૧–૩૨

નરસિંહ મહેતાના લગ્ન જુનાગઢ પાસે મજેવડી ગામમાં થયાં અને તે સમયે પણ કુટુંબના અગ્રણી પર્વત મહેતાની સહાય તો ખરી જ. માંગરોળથી જાન જોડી મજેવડી ગયેલી અને લગ્ન સમારંભ થયા પછી પાછા નરસિંહ મહેતા અને નવવધુ માણેક મહેતી તળાજે સિધાવ્યાં, સંવત ૧૪૮૨.

થોડા સમય પછી માણેક મહેતીને સીમંતનો પ્રસંગ પ્રાપ્ત થાય છે અને તે પણ પર્વત મહેતાની નિગાહ નીચે શુભેશામ ઉજવી જાય છે. આ પ્રસંગ સંવત ૧૪૮૬માં જોઈ નરસિંહ મહેતાની માતા ટુંકી મુદતમાં જ સ્વર્ગે સંચરે છે. અને માગશર સુદ ૧૧ને રોજ નરસિંહ મહેતાને ત્યાં પુત્રરત્ન શામળદાસનો જન્મ થાય છે, પછીથી કુંવરબાઈનો જન્મ સંવત ૧૪૮૮માં થાય છે. આમ નરસિંહ મહેતાનો પરિવાર વધતો ચાલે છે, અને પોતાનું ભજનકીર્તન પણ વધતુંને વધતું જ ચાલ્યા કરે છે. નરસિંહ મહેતા આ સમયમાં ભાભીની સાથેજ તળાજે રહેતા હતા અને ભાઈઓ જુનાગઢ નોકરીની પ્રવૃત્તિમાં હતા. પર્વતદાસ માગરોળ રહેતા, પણ કૌટુંબિક કાર્ય ઉકેલવા તળાજે હાજર થતા

એમ જૂના વૃત્તાંત ઉપરથી માલુમ પડે છે. 'સંયુક્ત કુટુંબ' એ પણ પગાપૂર્વની 'સંસ્થા' જ કહીએ તો ચાલે આવી રીતે નરસિંહ મહેતાના વ્યવહાર તે સાચવી સંભાળી રહ્યું હતું. 'સંયુક્ત કુટુંબ'નો સવાલ ઉકેલવો એ પણ સંયોગવશાત્ એક સાહસ ખેડવા જેવું છે–'સંયુક્ત કુટુંબ'ની ખૂબી અને ખામી પ્રિય સજ્જન ! આજ તારી જાણ બહાર નથી જ. જ્યારે નરસિંહ મહેતાના જીવનસંભારણામાં સંયુક્ત કુટુંબને પણ સ્થાન છે, ત્યારે અમે તો આટલું જ નિવેદન કરી શકીએ કે, પ્રિય સજ્જન વાચનાર ! શ્રીયુત્ ગોવર્ધનરામભાઈનો સરસ્વતીચંદ્ર ભાગ ૨ "ગુણસુંદરીની કુટુંબજાળ" જો વાંચેલ હોય તો પણ સંયુક્ત કુટુંબના આધુનિક સમયને બંધ બેસે તેવા 'ઉકેલની'ની દૃષ્ટિએ ફરી વાર વાંચજો અને 'સંયુક્ત કુટુંબ', કુટુંબ–જીવનને ક્યે તબક્કે છૂટું પડે, એ ઉકેલ તારી મેળે જ તારે કરી લેવો. અમે આટલું સૂચક કહી શકીએ કે દલપતરામ કવિએ નાગર–સમસ્ત નાગરના–ગુણ ગણાતા 'બેઠા ખવાય, પીવાય' એ ગુણને પ્રાધાન્ય આપેલું લાગે છે, તે જ્ઞાતિ સમસ્તને અંગે હોય તો પછી એક કુટુંબને અંગે તો તે અને તેથી બીજું વિશેષ પણ હોઈ શકે જ. આટલું જ નિવેદન કરી લઈ, આપણે પાછા તળાજે નરસિંહ મહેતાના પુત્ર શામળદાસના જનોઈ દેવાના સમારંભમાં ભાગ લેવા આવી પહોંચીએ છીએ. શામળદાસના જનોઈની તૈયારી થઈ ગઈ છે. (સંવત ૧૪૯૫) નરસિંહ મહેતા હજુ સંયુક્ત કુટુંબને આધારે જ વ્યવહારમાં ઉજળા છે ભાઈઓ નોકરી-ચાકરીની હજાર ભાંજગડ પરદેશમાં વેઠી રહ્યા છે આ સર્વ સંયોગ નરસિંહ મહેતાની ભાભીને અકળાવે છે કેટલાક માંગલિક પ્રસંગો પણ એવા હોય છે કે જેમાં બહુ સમતોલપણું અગ્રગી કાર્યવાહકોએ રાખવું પડે, પણ નરસિંહ મહેતાના જ વચન–

> "તારી કૃપા વિના કૃષ્ણ કેશવ,
> કળ અને વિકળનું બળ ન ફાવે "

"ઉપરથી હરિ દુઃખડાં દેખાડે પણ અંતે સુખનાતા રે."

"જે સંયોગને વિપત્તિ કાળ ગણીએ તેજ કષ્ટમય સંયોગ જીવનની સફળતા, "પ્રતિકૂલિતા અને ફલિત" અર્પનારો નીવડે. નરસિંહ મહેતાની જન્મ-જન્માતરની તૈયારી અને તેમાં એક ઝટકો પડે, પછી એમના જેવાને તો ખરો સત્ય માર્ગ જ સૂઝે અને તે ફળે. તેમણે ભોળા શંભુનું શરણ લીધું. 'सर्व धर्मान् परित्यज्य मामेकं शरणं व्रज ।' નો સાક્ષાત્કાર જેમ તે પ્રગટ થયા. તળાજામાં જન્મ થવાથી કુદરતના સતત સહવાસમાં આસપાસના પ્રદેશની માહિતી તો હોય જ, એટલે નરસિંહ મહેતાએ જૂના પુરાણા પ્રસિદ્ધ ગોપનાથ મહાદેવનો રસ્તો લીધો. ગોપનાથની જગાનો પણ ઇતિહાસ જ છે, પણ તેના પાનાઓને નરસિંહ મહેતાએ વળી જુદું જ ઓજસ આપ્યું.

જૂના વૃત્તાંતમાં છે તે પ્રમાણે, સુરતના ધનાઢ્ય વેપારીની ગાય, સમુદ્ર ઓળંગી ગોપનાથ મહાદેવ પર દૂધની ધારા કરતી, અને પાછીથી તેનાં ચમત્કારિક દર્શન તે શેઠિયાને પણ થાય છે અને ગોપનાથજીની પ્રસિદ્ધિ પ્રગટે છે.

"શહેર સુરતમાં શેઠ એક
હતો ધરમનો પરમ વિવેક,
× × × ×
બન્ને મછવામાં બેસીને ગયા
ગાય ચાલી તેને કેડે ગયા;
આવી ટેકરી એ જ્યાં ત્યાંહી
ઉપર જઈને ઊભી રહી,
આવે સ્તનમાંથી દૂધની ધાર
તે ઠેકાણે ઘણી તે વાર,
દૂધ ઝરી ગયું જ્યારે
ગાય પાછી વળી ઘેર ત્યારે,

શિષ્ય ગોવિંદ જોગીના જાણો
એક આનંદાનંદ પ્રમાણો;
બીજા શિષ્ય જુનાગઢ રહેતા
નાતે નાગર નરસિંહ મહેતા."*

સંતમહંતની વાતો આવી જ છે. દુનિયાના સર્વ દેશોમા મહાન વ્યક્તિઓને અંગે જેને આપણે ચમત્કાર કહી અસંભવમાં ગણીએ તેવું બને જાય છે. કુદરતની સાથે જેમણે એકતાનતા પ્રાપ્ત કરી છે તેમની પાસે કુદરત પોતાનો ખજાનો ઉઘાડો મૂકે છે મોટા મોટા વિજ્ઞાનીઓ આધુનિક સમયનાને અંગે પણ એમ જ છે કે જ્યારે તે કોઇ ચોક્કસ પ્રવૃત્તિમા એકતાનતા સાધે છે, ત્યારે અન્યજનોએ નહિ જોયેલું જૂએ છે અને કદિ નહિ અનુભવાયેલું અનુભવે છે વિજળીની શોધ એમ જ થઇ, ગ્રામોફોનની પેટી એમ જ ઉઘડી, અને રેડીઓના મનોહારી સૂરોના મોર્જાની શોધ એમ જ પ્રકાશમા આવી 'વિજ્ઞાન' જેમ જેમ સુક્ષ્મ સ્તરોમા ઉતરતું જશે અને સ્થૂલ શરીરમા રહેલ 'સૂક્ષ્મ-તત્વ' સૃષ્ટિચક્રના સૂક્ષ્મ સ્તરો ઉકેલશે, ત્યારે 'નરવીર અર્જુન'ને થયેલ 'વિરાટ-દર્શન' અને 'ભક્ત-વીર નરસિંહ'ને થયેલ 'રાસ-દર્શન'નો ખુલાસો થશે, ત્યારે જ નરસિંહ મહેતાનું નામ સરસ્વતી મંદિરોમા કે ચોટરી કલબોમા, 'મંત્ર'નું સામર્થ્ય પ્રાપ્ત કરશે.

નરસિંહ મહેતાને જે શિવલિંગ પર ગાય દૂધની ધારા કરતી તે શિવલિંગના દર્શન થયા, અને તેમની તપશ્ચર્યાની સિદ્ધિ થઇ એ વાત કાળજૂની છે જેમ નરસિંહ મહેતાના પદો, કાવ્યો હજારોની

---

* બારભાયા કુટુંબના મૂળ પુરૂષને અંગે આ વાત છે, અને સ્વામી નારાયણ સંપ્રદાયના પુસ્તકમાંથી આ કાવ્ય મળ્યું છે.

શાસ્ત્રી ભાનુશંકર નારાયણજી
(ગુજ. દી અં. ૪-૧૧-૩૪)

સંખ્યામાં 'ગુજરાતી' પત્રના આદ્ય તંત્રીને હાથ લાગેલાં, અને નરસિંહ મહેતાનાં જ આ ચોક્કસ પદો છે એમ સંશોધન કરી ઘણે અંશે તેઓ સુસ્થિત કરી શક્યા, તેમજ નરસિંહ મહેતાની કથાના પ્રસંગો પણ કાળનાં પડો નીચે દટાયેલા કંઇ કંઇ સ્વરૂપમાં મળી આવે છે; અને તે પ્રસંગોને સુગ્રથિત સ્વરૂપમાં ગોઠવવાનું કામ ઘણું મુશ્કેલ છે, પણ તેવાં સ્વરૂપમાંથી તત્વ જોનારને નરસિંહ મહેતાના 'અલૌકિક જીવન'ની ઝાખી તો થાય જ, એમ સમજી પરાપૂર્વથી ચાલતી 'જુનાગઢ'ના શિવલિંગની વાત પણ અમે અત્રે રજૂ કરવા લલચાઇએ છીએ. અગર જો અમે નમ્રતાપૂર્વક માનીએ છીએ કે નીચે આપીએ છીએ તે વાત નરસિંહ મહેતાના જીવન-ક્રમમાં સંકળાતી નથી, પણ પાછળના નરસિંહ મહેતાના જુનાગઢના નિવાસને અંગે તે રમ્ય સ્થાન ભક્ત જીવનના પ્રવેશોમાં નરસિંહ મહેતાનું પ્રિય સ્થાન હોવું જોઇએ. તે કાળમાં સાધુ-મહાત્માઓનો સત્સંગ ત્યાં પણ જામતો હશે જ, અને તે સંયોગોને લઇને જ તે સ્થાન નરસિંહ મહેતાના જીવનની કથા સાથે જોડાયેલું છે.

નરસિંહ મહેતાના સમયમાં જ્યાં નાગરવાડો હશે, અને તેને લઈ હાલના 'નરસિંહ ચોરા'ને જ નરસિંહ મહેતાનું નિવાસસ્થાન ખાતરી-બંધ ગણવામાં આવે છે, ત્યાંથી બહુ દૂર નહિ પણ જંગલમાં શહેર બહાર ગિરિમાળની વચ્ચે સંતાયેલું ઇંદ્રેશ્વર મહાદેવનું દહેરું આજ પણ છે. જગ્યા બહુ રમણીય છે અને સાધુ-સંતોને ભજન-મનન માટે બહુ અનુકૂળ છે. તે ઇંદ્રેશ્વર મહાદેવના લિંગ ઉપર નરસિંહ મહેતાની ગાય દૂધની ધારા કરતી એમ જૂના કાળથી વાતો જુનાગઢના લોક જાણે છે. વાતની હકીકત એવી છે કે, ગાય ચરીને વનમાંથી ઘેર આવે અને દૂધ દોહવાના પ્રસંગે બરાબર પ્રમાણમાં દૂધ આપે નહિ. નરસિંહ મહેતા એક દિવસ ગાયની તપાસમાં ગયેલા અને ઇંદ્રેશ્વરના જંગલમાં અપૂજ્ય લિંગ પર ગાયને દૂધની ધારા કરતાં જોઇ, અને તેને લઇને જ

અટાકટીના પ્રસંગે તે શિવલિંગના શરણમાં ગયા; અને ત્યાંથી ગોપનાથ જવાની આજ્ઞા મળી. પણ વાંચનાર! ગોપનાથના વૃત્તાંતવાળા કાવ્યના ઉલ્લેખ ઉપરથી નરસિંહ મહેતાના જીવન-ક્રમમાં તળાજાનો તે સમયનો નિવાસ, ગોવિંદદાસ ગુરૂ, અને નરસિંહ મહેતાની ખરી મૂંઝવણનો પ્રસંગ, એ સર્વ જોતાં અમે નમ્રતાપૂર્વક માનીએ છીએ કે તળાજાના કૌટુંબિક છત્ર નીચેથી નીકળી, સમુદ્ર કિનારે ગોપનાથના જ ભોળા શંભુનું ચરણ શરણ નરસિંહ મહેતાએ લીધું તેમનાં જ વચનો :

> "ચૈત્ર સુદ સપ્તમી સોમવારે, મેં મનમાં કર્યો વિચાર
> ઉગ્ર તપશ્ચર્યા માંડી મેં તો, ગ્યો નિરંતર વનમોઝાર,
> મહાદેવે મને કહ્યું સમણામાં, માગ માગ તે આપું તને,
> મેં માગ્યું સ્વામી તમને જે વહાલું, તે કૃપા કરી આપો મને.
> ભોળા શંકર પ્રસન્ન હવા, આવી મસ્તક મૂકયો હાથ,
> સોળસહસ્ત્ર ગોપી સંગ રમતાં, રાસ દેખાડયો વૈકુંઠનાથ,
> વ્રખુભાન દુલારી ને નંદલાલા, સખી સમાણી સર્વે આથ,
> પરમ કૃપાળુ દયાળજી રમે, ત્યાં દીપક ધરાવ્યો મારે હાથ.
> હેત આણી પોતાનો માની, મહાદેવ વચન બોલ્યા તે વાર,
> નરસૈંયા આ લીલા ગાજે, જે જોયું કૃષ્ણાવતાર."
>
> (હારમાળા ન. કા. સં.)

નાગરોના ઇષ્ટદેવ મહાદેવ નરસૈંયાને પ્રસન્ન થયા, અને નરસિંહ મહેતાએ, મહાદેવને જે વહાલું 'વૈકુંઠ દર્શન' તેનું દિવ્ય દર્શન કરાવો, એવો વર માગ્યો; અને અનેક પૌરાણિક કથામાં અનેક દ્રષ્ટાંત મળી આવે છે તેમ 'ભોળા શંભુ' જે વરપ્રદાન કરવામાં ઉદારમા ઉદાર છે, તે નરસૈંયા ભક્તને ભગવાનના દરબારમાં સાથે લઇ ચાલ્યા.

નરસિંહ મહેતાને 'રાસ-દર્શન' થાય છે, અને તે દર્શનના પ્રતિબિંબ તેમનાં પદો, કાવ્યોમાં આપણે પ્રત્યક્ષ કરી શકીએ છીએ.

'શૃંગાર માળા,' 'વસંતનાં પદો,' 'રાસ સહસ્ત્રપદી,' 'ગોવિંદ ગમન,' 'સુરત સંગ્રામ,' કે 'ચાતુરી છત્રીશી' ને 'ચાતુરી ષોડશી'—તે પૈકી કોઈ પણ લીલા વર્ણનના પદો હોય, પણ તેમાં નરસૈંયાના 'રાસ દર્શન'નો રંગ અને અર્થક ચમકતા જ હોય છે. નરસિંહ મહેતાની અલૌકિક ભક્તિ તરફ રાધારાણીનું ધ્યાન ખેંચવા કૃષ્ણ ભગવાને સ્વયં રાસ-લીલામાં કેવી દૈવીકલાના દર્શન કરાવ્યા તેને અંગે અમે નરસિંહ મહેતાનું અમરત્વ જેમાં સંગ્રહિત છે તે "નરસિંહ મહેતા કૃત કાવ્ય સંગ્રહ"નો જ ઉતારો પ્રિય સજ્જન ! તારી પાસે રજૂ કરીએ છીએ. પ્રથમ રાસ-ક્રીડા જ્યારે જોઈ હતી તે વખતે .. ...શ્રી રાધાકૃષ્ણની વચ્ચે જ સંવાદ ચાલ્યો હતો. તેનું જ વર્ણન આપેલ છે, જેમાં તે પદ નરસિંહ મહેતાની પ્રથમ જ કૃતિ છે એમ કહેવાય છે, અને તેજ પદ તે ગાતો ગાતો ભૂતલ પર પાછો આવે છે એમ પણ હકીકત પરથી સમજાય છે.

× "નાગર નંદજીના લાલ રાસ રમંતા મારી નથની ખોવાણી
એક એક મોતી માંહે સોના કેરો તાર
સોળશત ગોપી માંહે કાહાના રમજો મારો બાર-બાર-બાર
નથનીને કાજે હું તો ઢુંઢી વૃંદાવન
નથની આપોને મારે પ્રાણજીવન—વન—વન
નાનેરી ઘડાવો મારે નાકે ન સોહાય
મોટેરી ઘડાવો મારા મુખ પર ઝોલા ખાય—ખાય—ખાય
વૃંદાવનની કુંજગલીમાં ટૌકા કરે છે મોર,
રાધાજીની નથનીનો શામળિયો છે ચોર—ચોર—ચોર
નથની આપો પ્રભુજી લાગુ તમારે પાય,
નરસૈંયાના સ્વામી પર વારી જાઉં બલિહાર—હાર—હાર."

આ પદ 'રાસ-લીલા'નું રમિક સંભારણું છે. નરસિંહ મહેતા કૃત પદ કાવ્યસંગ્રહમાં નિવેદન છે કે—

---

× આ પદ જુનાગઢના રણછોડજી મંદિરમાં ૩૫ વર્ષ પહેલાં ભુધરજી સેવકને અભિનય સહ ગાતાં અમે સાંભળેલ છે. 'વૈષ્ણવ'

"આ સમયે રાસનો આરંભ થવાનો હતો, અને રાસેશ્વરી શ્રી રાધા, કૃષ્ણને રાસ રમવાને તેડવા આવી હતી; તે નરસિંહને જોઈ પ્રથમ ચમકી અને કચવાતે હૃદયે બોલી કે 'શિવજી તો નિત્યના પ્રેક્ષક છે તે ઠીક છે, પણ આ પ્રાકૃત મૃત્યુલોકનો માનવી- આપણી લીલા જુવે એ ઠીક નહિ.' રાધિકાનાં વચન સાંભળી તેની પરીક્ષક શક્તિની ન્યૂનતાને લીધે શ્રી કૃષ્ણચંદ્રને હસવું આવ્યું, અને નરસિંહ મહેતા પ્રાકૃત નથી પણ દૈવી જીવ છે, આત્મરૂપે તે અને પોતે એક જ છે, અને તે કેવો પરમ ભક્ત છે, તે યથાર્થ દર્શાવવા માટે એક યુક્તિ રચી. વિચાર કરીને નરસિંહને પૂછ્યું કે "તારે શી જોવાની ઇચ્છા છે ?" નરસિંહે કહ્યું કે "આપને પ્રિય હોય તે"— કૃષ્ણે કહ્યું કે "આ મશાલ ધરો, અને પ્રકાશ પાડી સર્વ લીલા જૂઓ."

તે પછી શ્રી કૃષ્ણે તેના હાથમાં મશાલ અને તેમાં પૂરવાની તેલની કુંપી આપી. દીવેટીઓ નરસિંહ તો એટલા બધા આનંદમા આવી ગયો કે, અત્યંત પ્રકાશ પાડવાને તે વારંવાર મશાલ ઉપર તેલ નાખતો. શ્રીકૃષ્ણનું શ્યામસુંદર લલિત ત્રિભંગમય સર્વ શણગારથી આભૂષિત મનોહર સ્વરૂપ, તથા શ્રી રાધિકાજીનું અદ્દભુત દિવ્ય અમાનુષિક સ્વરૂપ, અને રાસ ખેલતી ગોપિકાઓ અને અન્ય રાણીઓનું સ્વરૂપ જોવામાં જ તે તલ્લીન થઇ ગયો- અને શ્રીકૃષ્ણે પણ રાસમાં રંગ જમાવવા રક્ત, શ્યામ, નીલ, પીત અને શ્વેત એવા એવા પાંચ જુદા જુદા રંગમાં સમગ્ર 'રાસ-ક્રીડા' તેને બતાવી. આ વખતે નરસિંહ પ્રાકૃત જીવ છે એવો ખોટો ભાસ શ્રી રાધિકાજીના મનમા ભરાયો હતો તે દૂર કરવાને માટે તેનાં નાકની 'નથની' શ્રીકૃષ્ણે અદૃશ્ય કરી દીધી, એટલે રાધા નથનીની શોધમાં પડ્યાં અને કૃષ્ણને પૂછ્યું કે "મારી નથની એટલામાંથી કયાં ગઈ" ? શ્રી કૃષ્ણે કહ્યું કે "આટલામાં જ હશે, જૂઓ, શોધો"......

## " નરસિંહની અડગ ભક્તિ "

આમ શ્રીકૃષ્ણ અને રાધિકા વચ્ચે વિનોદ-વચન ચાલતાં હતાં તેવામાં આખી રાસ-ક્રીડા એજ રંગમાં નરસિંહને દેખાવા લાગી. રાધાજીને તેની નથની હજી પણ જડી નહિ, એટલે પુનઃ પૂછ્યું, અને કૃષ્ણે પણ તેનો તેજ ઉત્તર આપ્યો; અને પછી શ્યામે ઘનશ્યામ -ઝાંખા ભૂરા-રંગમાં રાસ-ક્રીડા નરસિંહને બતાવી. આ દિવ્ય દર્શન જોવામાં નરસિંહ એટલો તો એકતાર થઈ ગયો કે, તે હાથમાં પકડેલી મશાલ ઉપર જરા પણ તેજ ઝાંખું ન પડે તે માટે અખંડ તેલધારા રેડતો જ ગયો. તેના પરિણામે ચોથાં પ્રાતદર્શન વખતે તે તેલધારાનો રેલો તેના ઉર્ધ્વ બાજુ ઉપર આવ્યો, અને અગ્નિ-જ્વાળા સ્વાભાવિક ધર્મ પ્રમાણે તેલ પાછળ ચાલતી તેના હસ્તને ભડભડાટ બાળવા લાગી. તે છતાં આનંદમાં આવી ગયેલો નરસિંહ જરા પણ અચકાયા વગર પોતાનો હાથ જાણે કે મશાલનો કાકડો જ છે એમ ધારીને તે ઉપર સતત એકસરખી તેલધારા રેડતોજ ગયો. આ વખતે સ્વેનદર્શન પૂરું થયું હતું, અને રાધાજી નથની શોધી કાઢી શક્યાં નહોતાં. શોધવાની ખટપટમાં પડેલી રાધાની દષ્ટિ એકાએક નવીન પ્રકાશ ઉપર પડી, અને તત્કાલ સ્ત્રી-હૃદયની સ્વભાવિક અનુકંપાથી તેણે શ્રીકૃષ્ણને નરસિંહનો હાથ મત્વ? ઠારવાની આજીજી કરી; અને નરસિંહ મહેતા માટે પોતે જે ખોટો અભિપ્રાય બાંધ્યો હતો તે માટે ક્ષમા માગી તેની અચલ ભક્તિ ઉપર પ્રસન્ન થયા."

ઉપર જેવું નિવેદન કરેલું છે એવાં 'રાસ-લીલા'નાં રંગરંગનાં દશ્યોનો ખ્યાલ આવવો આપણને કઠિન છે, પણ નરસિંહ મહેતાના પોતાના જ પદમાં તે દશ્યો પ્રતિબિંબિત થાય છે તે જોઇએ.

[ રાગ-વસંત ]

" રાતી ચૂડી કરે કામની, રાતાં ચરણાં ચુંદડીયાં
રે રાતી કુંકુમની પીયળ, તે તળે ગતી ટીલડીયાં;

રાતાં કણેર કલીના ટોડર, રાતી ચોળી હૃદે ધરી
રાતાં તંબોળ ઓપે અતિ અબળા, રાતી સિંદુરે માંગ ભરી.
કાળી કોરે પહેરી સાડી, કાળો કમખો કસણ કસ્યા
કાળી દોરી ચુડ્ડુણડે ગૂંથી, કાળા દાંત મુખ ભમર જસા;
કાળાં કાજળ નેણે આર્યાં, કાળો ભેખ ધર્યો વિવિધ વળી
કાળા કૃષ્ણ કાલિંદી તીરે, તાંહાં ત્રિકમનેત્રિયા મળી.
નીલા નેહે પહેરેણુ પહેર્યાં, નીલા કોલીપાન ઘણા
નીલી ઝુલ કમળ કર કમખે, નીલાં ટોડર તુલસી તણાં;
નીલા ગિરિ ગોવરધન તરુવર, નીલું વૃંદાવન વળી
નીલા પોપટ કરે પધ્યણી, તાંહાં ત્રિકમને ત્રિયા મળી.
પીળાં વસ્ત્ર પાકેરગે પહેર્યાં, પીળાં આભુષણ અંગ ધરી
પીળા ચંપા ચોસર કોટે, પીળી કેસર આડ કરી;
પીળાં અંગ ઓપે અતિ અબળા, પીળી સોને સર્વ વળી
પીળી આંબા શાખ ગળી રે, તાંહાં ત્રિકમને ત્રિયા મળી.
ઉજ્વળ શ્વેત સાહેલાં પહેર્યાં ઉજ્વળ ચોળી ભરત ભરી
ઉજ્વળ જાઇ વેલના ટોડર, ઉજ્વળ સુંદરી તિલક કરી,
ઉજ્વળ સંત નામ્યું હરિ ચરણે, પુંડરિક વિઠ્ઠલો હૃદે ધરી
ઉજ્વળ ગંગાજીનો પ્રવાહ, ઉજ્વળ વાણી નરસૈંયા તણી.''

(ન. કા. સં. પરિશિષ્ટ ૨. પૃ. ૬૦૫)

'રાસ'નાં દૃશ્ય નરસિંહ મહેતાનાં ઘણાં પદોમાં ગૂંથાયેલાં છે. જૂના વૃત્તાંતમાં છે તેમ 'મંડપ મેળા'માં પણ રાસદર્શન નરસિંહ મહેતા પોતે કરતા એમ નહિ, પણ અન્ય જનોને તેનો લાભ મળયો છે એવી મીઠા કવિની નોંધ છે. નૃસિંહ મહેતાનાં જીવન રમસ્યો કરતાં આપણે પણ તેમણે કરેલાં દર્શન તેમની વાણીમાં સાંભળીએ:

"શાખ માગી પછી હરીહર એકુ મળ્યા, મુજને શ્રી દ્વારિકાં માંહે રાખ્યો
અંતરપુરમાં મુજને તેડી ગયા, વૈભવ કૃષ્ણનો સર્વ દાખ્યો,
શરદ પુનેમનો દિવસ તહાં આવીયો, રાસ મર્યાદનો વેણુ વાધ્યો
રૂકમણિ આદિ મદ્ નારી ટોળે મળી, નરસિંહે તાંહાં તાલ સાધ્યો;

પુરુષ પુરુષાત્વ લીન થયું માહારું, સખી રૂપે થયો ગીત ગાવા;
વેદ દિશા સૌ ટળી ગોવિંદમાં ગયો મળી, દૂતિ થયો માનનીને મનાવા,
મેં તે મેં ભાવ રસ ભેદ ના જાણીયા, અનુભવના અભ્યાસ થાતા
પ્રેમે પિનાક આપ્યું શ્રી હરિ, રીઝીયા કૃષ્ણજી તાથ વાહાલાં;
વ્રજ તણી લીલાનું આદ્ય દર્શન થયું, અચ્યુ હરે શંખનાદ કીધો
રુક્મિણી નારી આદિ સહુ જાગ્રત થઈ, રાધાએ કંઠથી હાર દીધો,
ધન્ય તું ધન્ય તું એમ કહે શ્રી કૃષ્ણજી, નરસિંહ ભક્ત મુજ તોલ ઘડીયો
વ્રજતણી નારી જે ભાવ શું ભોગવે, તેહને પ્રેમ શું સહેજ માણ્યો."
(ન. કા. સં. પૃ. ૭૬)

"હાં હાં રે વાંસળી વાઇ રે, મધુરું ગાયે કાન;
સ્વર શબ્દ નાનાવિધના, રાગ રાગણીનાં ગાન.
હાં હાં રે માહે માહે રે, માનની નાચે રંગ;
ઘુણુઘુણુઘુણુ ઉપાંગ વાજે, તાલ નિશાન મૃદંગ.
હાહા રે વીછીયા ઠમકે રે, કાને ઝબૂકે ઝાળ;
એક એકને દે આલિંગન, ચાલે મધુરી ચાલ.
હાં હાં રે વૃંદાવન રાસ રચ્યો, ગોપી ઘૂમે મરકલડાં વાળી;
મોળ મળા શશીધર શોભે, નભમે કરતી અજુવાળી.
હાં હાં રે સુરપતિ મોહી રહ્યા, તેનાં થંભી રહ્યાં રે વિમાન;
નર્તન નાટારંભ પુષ્પવૃષ્ટિ હોએ, જય જય શ્રી ભગવાન.
હાંહાં રે રજની અધિક વધી, પ્રગટ ન હોય ભાણું;
નરસૈંયાના સ્વામીની શોભા જોવા, મુનિવરે મૂક્યાં ધ્યાન."
(ન. કા. સં. પૃ. ૨૧૦, રાસસહસ્ર પદી)

"રસિક શિરોમણી શામળીએ, વૃંદાવનમાં રચ્યો રાસ રે,
ગોપી ધન ધન રૂપે ધરીને, કીધો રંગ વિલાસ રે.
પૂરણ પ્રેમ પ્રકટાવે જીવે, મહા ભાગ્યવંત વ્રજ નારી રે;
બાહોડલી કંઠે ભરાવી, વિલસે નવલ વિહારી રે.
એ લીલા સુખ કહ્યું ન જાએ, પાર ન પામે કોઈ રે;
નિત્ય નવલો આનંદ આપે, ત્યાં નરસૈંયો રંગ જોઈ રે."
(ન. કા. સં. પૃ. ૨૦૩. રા. સ.)

"વૃંદાવનમાં રમત માંડી, ગોપી ગોવિંદ સાથે રે;
હાસ્યવિનોદ પરસ્પર કરતાં તાળી દે છે હાથે રે.
પીતાંબર પટોળી પહેરી, કંઠે એકાવળ હાર રે;
વીંછીડાને ઠમકે ચાલે, ઝાંઝરના ઝમકાર રે.
સોળ સહસ્ત્ર ગોપી ને માધવ, એક એક બીચમાં નાચે રે;
અમર આશિષ દે ત્યાં ઉભા ચરણ રેણુને જાચે રે.
નાના જાત પટોળી પહેરી, ચોળો સુંદર દીસે રે;
મોહન મસ્તક મુગટ બિરાજે, જોઇ જોઇને મનડાં હીસે રે
શિર પર સોહે રાખલડી રે, કાને કુંડળ ઝળકે રે;
ખેલ રચ્યો રાધાવર રમતાં, મુનિજનનાં મન હળકે રે.
ધન ધન કૃષ્ણલીલા અવતર્યો, પુષ્પવૃષ્ટિ ત્યાં થાયે રે;
ઇશકૃપાથી ઉભો નરસૈંયો, લેવા દીવેટીયો પસાય રે."

(ન. કા. સં. પૃ. ૧૮૪. રા. સ.)

"શરદ નિશાએ શ્રી મહારાજ, કે વનમેં આવીયા રે લોલ;
મધ્યનિશાએ વજાડી વેણુ, કે ગોપીકા ચાલિયાં રે લોલ.
શ્રવણે સુણી મોરલીનો નાદ. કે સહુ વ્યાકુળ થયાં રે લોલ;
જેમ જેમ હતું પોતાને ધામ, તે તેમ નીસર્યાં રે લોલ,
જોયે પૂરણચંદ પરિબ્રહ્મ, સુધબુધ સર્વે ટળી રે લોલ;
જૂએ નમણા ભરી ભરી નાર, કે ગોપીકા સહુ મળી રે લોલ.
વચન બોલ્યા શ્રી મહારાજ, કે કહો કેમ આવીયાં રે લોલ;
વળતી બોલી વ્રજની નાર, કે તમ આશ્રયે આવીયાં રે લોલ.
રંગભર રાસ રમાડો નાથ, કે શરદ સોહામણી રે લોલ;
ઉગ્યો સોળ કળાનો ચંદ્ર, કે હાલડી રળિયામણી રે લોલ.
પૂરણ પ્રીત જોઇ પરિબ્રહ્મ, કે રૂદીયા ભીડીયાં રે લોલ.
રંગભરે રમવા માંડયો રાસ, કે કારજ સીઝ્યાં રે લોલ.
વાજે તાલ પખાજ ને ઝાંઝ, કે વીણા વાંસળી રે લોલ;
નાચે નરસિંહ નંદકુમાર, કે ગોપીકા સહુ મળી રે લોલ.
ચોકમાં ફરતી વ્રજની નાર, કે વચ્ચે રાધા હરિ રે લોલ;
નવસત સજ્યા શણગાર, કે પાવલે ઘુઘરી રે લોલ.

હમચી લે હરજીની સાથ, કે તાલી દે હાથમાં રે લોલ;
નાચે નટવર મદન ગોપાળ, કે જુવતીના સાથમાં રે લોલ.
અંતરીખ દેવતા રહીને જૂએ, કે પુષ્પ વધાવતા રે લોલ;
રૂપે રૂડો નરસૈંનો નાથ, કે મનમાં ભાવતા રે લોલ."

(ન. કા, સં. પૃ. ૪૦૪-૫, શૃંગાર માળા)

(રાગ કેદારો)

"ગોકુળીઉં તે ગામ રે અતિ રળિયામણું રે,
જ્યાં માગ વાલાજીનો વાસ;
વ્રજનારીઓ સહુ ટોળે મળી રે,
રંગભેર રમવા આવ્યાં રાસ ...
હાં રે કાને દીઠા નંદકુમાર

થેઇ થેઇ નૃત્ય કરતો કાનુડો રે,
વાલે મારે કંઠે આરોપ્યો હાર;
સુંદર જમુનાજીને કાંઠે રે,
ઉગ્યો શરદ પુનમનો ચંદ
રાસને મંદિરીયે પ્રભુ ત્યાં રચ્યો રે,
ગોપિકા પરમ પામી આનંદ.
એક એક ગોપી વચ્ચે મારો વાલમો રે.
હમચી ખુંદે ને વળી ગાય;
વાંકે ને અંબોડે રે મન વીંધીયાં રે,
વાંકાં વાજંત્ર તે નવલાં વાય,
વાંકાં વાંકાં વેણુ રે અતિ રસાળવાં રે,
વાંકાં વળી ગાય મધુરાં ગાન;
નરસૈંયા આ સ્વામી રે જાઉં બલિહારી રે,
જેણે મને દીધું સુખનિધાન."

[ન. કા. સં, પૃ. ૪૧૮, શૃં. મા.]

રાસલીલાનું દર્શન કરી નરસિંહ મહેતા શ્રીકૃષ્ણની ઇચ્છાનુસાર ભૂતળ પર પાછા ફરવાની આજ્ઞા માગે છે......

શીખ દીધો શામળા શ્રી હરી
પરોક્ષ ભજન હું કરું તમારું."

અને પછી તેમનાં જ પદ પ્રમાણે—

"પાસ રહીને નયન નિરખ્યો, અનુભવ થયો જેહ.
જેવી લીલા નજરે દેખી, મુખ હેતે ગાઈ તેહ
દીવી તે મ્હારે હાથ દીધી, નરસૈંયો સાંનિધ જોઈ,
વિલાસ ગોકુળ નાથનો, ભૂતલ ગાયો સોઈ"

પ્રેમ-ભક્તિનું જીવતુંજાગતું સ્વરૂપ ભુતલ પર પ્રગટાવવા નરસિંહ મહેતા દિવ્યલોકમાંથી પાછા ફરે છે.

રાસલીલાનું રહસ્ય કહો કે તત્ત્વ સમજો. પણ તે શ્રી. ગોવર્ધનરામભાઈ તેમની સૂક્ષ્મ તત્વજ્ઞાનની દૃષ્ટિએ કેવું આલેખે છે, તે પ્રિય રસિક અભ્યાસીને સાથે સાથે વાંચવું ગમશે એમ હું નમ્રતાપુર્વક માનું છું; અને તેથી "દયારામના અક્ષરદેહમાં" થી તે આદર્શ વિદ્વાનનું બ્યાન નીચેઉતારી લઉં છું :—

"...આદી કવિના શિખરસ્થાનમાં 'રાસલીલા' વિગેરે ભાવનાઓ છે, તેમાં ભક્તસમાજ વળી નિત્ય કૃષ્ણ સાથે અને પરસ્પર સાથે સમકાલીન ભક્તિ-યોગ પામવાની ભાવના છે; અને તેમાં પણ પરસ્પર આકર્ષણ અને પરસ્પર બંધનની ભાવના અ ગર્ભિત છે. ×× સામાન્ય દૃષ્ટિએ જોઈએ તો રાસ-લીલામાં ઈંગ્રેજોના અથવા ભીલ લોકોનાં સ્ત્રી-પુરૂષોનાં ભેગાં નૃત્ય કરતાં વિશેષ નથી. આ નર્તક મંડળ ભક્તિ ભાવની સામાન્ય ઉર્મિઓથી તાલબંધ રાખી ઉછળે છે, એવી ભાવના હમેરીએ તો પણ તેવાં ભક્તિમંડળ સર્વ ધર્મોમાં મળી આવે છે; અને આપણા આદિ કવિનું પણ એવા મંડળમાં જ પ્રમુખસ્થાન હતુ ભાગવત લખાયું ત્યારથી તે આજ સુધીમાં કૃષ્ણગોપીઓના રાસમાં સોળમહસ્ર ગોપીઓ વચ્ચે એક જ કૃષ્ણ નાચે છે, એટલું જ નહિ

પણ એક જ કૃષ્ણ પોતાના સોળસહસ્ર શરીરો નિર્માીને અકેક શરીર વડે અકેક ગોપી સાથે નૃત્ય કરે છે, એક કૃષ્ણ શરીરના વામ દક્ષિણ ભાગે જુદી જુદી મળી બે ગોપીઓ રહે છે, અને પ્રત્યેક ગોપીની બે પાસ બે કૃષ્ણ શરીર રહે છે. કૃષ્ણ પોતાના યોગ બળથી કે ઐશ્વર્યથી આટલાં રૂપ ધરે છે. અવતારી કૃષ્ણે યોગબળથી અનેક શરીર ધર્યાં હોય તો તેનો પ્રભાવ યોગસિદ્ધિઓમાં આવી જાય છે દેહ ત્યાગ પછી પ્રેમીભક્તોના સુક્ષ્મ શરીરો જીવાત્માઓ રૂપે ભિન્ન ભિન્ન રહી વ્યાપક નિત્ય કૃષ્ણના સ્વરૂપ ને પોતપોતાની વચ્ચે સરી જતું દેખતા હોય અને સર્વનો અંતકાળ ગયું મટી રહેલો હોય એવી ભાવના સમજાય એવી છે. પાશ્ચાત્ય શાસ્ત્રનું એક સર્વવ્યાપી Ether –'ઈથર'–અસંખ્ય પરમાણુઓના અંતરાલ ભાગોમાં રહી એક છતાં અસંખ્ય ભાગમય દેખાય, એ અસંખ્ય પરમાણુઓને નચાવી જાતે તેમના ભેગું તેમને વળગી નૃત્ય કર્યા કરે છે. અને તે નૃત્ય અનાદી અનંત છે, એ ચમત્કાર 'અનંત ઉત્સવ' ના સાક્ષી આદી કવિએ (નરસિંહ મહેતાએ) અનાદી રાસ લીલાને નામે વર્ણવ્યો છે એવો પક્ષવાદ કરનાર કોઇ મળે તો તેનો ઉત્તર–પક્ષ સહસા થાય એમ નથી " (વ્યાગમનો અહેર દેહ–પૃ. ૧૦૮–૯)



# દિવ્યદર્શન પછી ભૂતલ પર

"માસ વીતી ગયો જાણીએ પળ થયો,
કીધી મેં પ્રાર્થના શીશ નામી;
જે રસ અનુભવ્યો ગાઉં તે નિત નવો;
પ્રગટ ભૂતલ કરું અંતરજામી."

( ન. કા. મં. )

"કો કાળવહીના ભણુતલ જોગી આવો રે તીરથના
કંઇ અગમનિગમના ગૂઢાક્ષર ઉકેલાવો આગમ તીરથના"

( શ્રી. નાનાલાલ કવિ )

"મુહૂર્ત એકમાં ભૂતલ આવીયો, ભાભી આવ્યા નરસૈંયો જાણી."

( ન. કા. મં. )

**ન**રસિંહ મહેતા 'દિવ્ય-દર્શન' પછી ભૂતલ પર આવે છે, અને જુનાગઢમાં નિવાસસ્થાન રાખે છે એમ તેમના વચનો પરથી આપણે જાણીએ છીએ. નરસિંહ મહેતા કુટુંબ વચ્ચે પાછા આવી ગયાથી સર્વને આનંદ થાય છે, અને ભાભીને પણ મશ્કરી નરસિંહ મહેતાનું આગમન આનંદદાયી થાય છે...... "ભાભી આવ્યા નરસૈંયો જાણી." નરસિંહ મહેતા તો નમ્રતાની મૂર્તિ-ભાભીને પગે લાગે છે અને—

"ધન્ય બાળી તમે, ધન્ય માતાપિતા,
કષ્ટ જાણી મને દયા રે કીધી;
તમારી કૃપાથી દરિદ્ર ભેદીયાં,
કૃષ્ણજીએ મારી સાર લીધી."

આનું નામજ સાધુતા—"સર્વ કંઇ માગ માટેજ થાય છે" તે સહુ કોઇ બાર દઇ કહે છે; પણ કહેવા અને આચરવામાં જે ફરત્વ છે તે તો તેમનું તેમજ રહે છે. કહેવું તેમ કરવું અને સર્વાંગે સાધુતા સાધવી એ તો નરસિંયાના જ ભાગ્યમાં હતી. સંયુક્ત કુટુંબનો ઇતિહાસ પૂરો થાય છે. આદર્શ બન્યાતાં રીત, રહેણીકરણી બદલાય, સીડીનાં જુદાં જુદાં પગથિયાં પર ઉભેલાંને એકજ દૃશ્ય એકજ સરખું ન દેખાય, અને પછી સાહજિક શાંતિ, સમાધાની ન સચવાય અને તાલબંધ કાર્ય ન થાય, આવા તત્વદર્શક વિચારો નરસિંહ મહેતા જેવા સાધુ મહાત્માને આવ્યા જ હોય, અને તેથી જ......

"મંદિર લીધું જહાં નાત છે નાગરી
સુખદુઃખ કરમના ભોગ જાણી"

નરસિંહ મહેતા, માણેક મહેતી અને છોકરાંઓ સાથે જુદા નિવાસ-સ્થાનમાં રહેવા લાગ્યાં, અને ભજનકીર્તનની ધૂન જગવતા નરસિંહ મહેતાનું સ્થાન કંઇ કંઇ સાધુ–સંતો, ભક્તોનું આશ્રમસ્થાન થઇ પડ્યું. નરસિંહ મહેતાનો ગૃહસ્થાશ્રમ ચાલવા લાગ્યો. કેમ ન ચાલે? જેને સહાય જગદાધાર! જેનું અમર વચન જ—

अनन्या श्चिन्तयन्तो मां, ये जना पर्युपाते ।
तेषां नित्याभियुक्तानां, योगक्षेमं वहाम्यहम् ॥
(ભ. ગી. અ. ૯–૨૨)

અને જ્યાં 'વિશ્વાસ ત્યાં વિશ્વંભર' એ તો નરસિંહ મહેતાનું જ વચન, પછી 'ભક્તની ભૂ પડી જગત ઉંચી કરી' એમ થાય તેમાં શું આશ્ચર્ય!

**ગૃહિણી ગૃહ મુચ્યતે'** નું આદર્શ માણેક મહેતી સાચવતાં, અને નરસિંહ મહેતાના મહાન 'જીવન-યજ્ઞ' માં જમાનાઓને દૃષ્ટાંતરૂપ સહ ધર્મચારિણીનો પાઠ એવો તો ભજવ્યો કે નરસૈંયાને પોતાના પદમાં તેમની અમર નામના ગૂંથવી પડી—

> 'ઘેર દારા એક સુંદર સાધવી
> હરિ અંશ એને અધિક વહાલો.'

નરસિંહ મહેતાનું નિવાસસ્થાન અગર જો આવી રીતે જુનાગઢનું થયું પણ આગળ આપણે જોયું તે પ્રમાણે તેમની યાત્રા, પર્યટન, આસપાસ 'ભકત મંડળો' 'મંડપ મેળાઓ' નિમિત્તરૂપ થયે જ જાય છે.

જુનાગઢમાં નાગરોની સંખ્યા ઠીકઠીક હશે, અને સમુદાયમાં રહી કૌટુંબિક જીવન ગાળવાની ઇચ્છાથી નરસિંહ મહેતાએ જુનાગઢમાં વસવાટ રાખેલો. કાઇક કુદરતી સંકેત પણ તેવો જ હશે. પરાપૂર્વથી સાધુમંતોને પ્રતિકૂલ શકિત અને પ્રતિકૂલ સંયોગોનો સામનો કરવાનું નિર્માણ જ હોય એમ મહાન વ્યકિતઓનાં જીવન દાખવે છે—

'વિધ્ન જાળ વચ્ચેની વાટ, વીર નરોને લખી લલાટ'

એજ પાઠ મનુષ્ય-જીવનનો ઇતિહાસ ભણાવે છે. આ સનાતનીય સત્યનું તત્ત્વ દર્શાવતાં શ્રીયુત્ મણિલાલ નભુભાઇ લખે છે કે, 'જગતમાં ઉચ્ચ વાસના (દૈવી સંપત) અને અધમ વાસના (આસુરી સંપત) એ ભાવ અનાદિકાળથી ચાલ્યા આવે છે. દેવ-અસુર, ઇંદ્ર-વૃત્ર, અહુરમઝદ-અહિમાન, ખુદા-સેતાન, બુદ્ધ-મારે, ઇત્યાદિ દેવભાવનાઓ તેજ બે સંપતનાં રૂપક છે, અને પ્રાચીન કાળથી આજ પર્યંત એક પાસા તત્ત્વવેત્તાએ શાસ્ત્રમાં, તેમને આધારે જેમ અનેક ઉપદેશ તત્ત્વોની રચના ગંભીર વિચાર કરનાર માટે યોજી છે, તેમ બીજી પાસા દિવ્ય પ્રતિભાવાળા કવિઓએ તે

તત્વનું દર્શન કરી, પોતાનાં કાવ્યોના ચમત્કારોમાં પણ મહંતોને તેની તેજ ભાવનાનું ભાન કરાવ્યું છે. 'નરસિંહ મહેતાનું જીવન' એમ કહીએ કે દૈવી સંપતની ઘનથી બનેલી શુચિતા–આર્દ્રતાનું મૂર્તસ્વરૂપ હતું, અને તેઓ જેવા હતા તેવા ઓળખવા એ પ્રાકૃતજનોના તર્ગમાં કયાંથી હોય ? રવિન્દ્રનાથ ટાગોર આવા જ ગૂઢ સૂચિત ભાવથી એક વાર્તામાં અંતર્ગત સૂત્ર વણે છે, અને તેવા જ સૂક્ષ્મ તત્વનું ભાન કરાવે છે. દુનિયામાં જેની ખરી પિછાન થવી જોઇએ તેવી પિછાન કોઇ કરી શકતું નથી. પુત્ર પિતાની કે પિતા પુત્રની, માતા પુત્રની કે પુત્ર માતાની, ભાઈ ભાઈની કે પતિ પત્નીની, કે દોસ્ત જીગરજાન દોસ્તની – કોઈ જ જે તે કાળે જેની પિછાન થવી જોઇએ તે તે સંયોગો વચ્ચે પિછાન આ સંસારમા કરવા ભાગ્યશાળી થતા નથી. અને પછી જ્યારે 'પિછાન' થાય છે ત્યારે આ દુનિયામાનુ અસ્તિત્વ જ તે વ્યક્તિનુ ન હોય એમ જ બને છે.

નરસિંહ મહેતાને ઘણે ભાગે નાગર સમુદાયે ભૂલની પરંપરાથી ભરેલા પૂતળા જેવા ગણી કાઢયા એ થી. અનંતપ્રસાદજી તેમની માર્મિક રીતીથી દાખવે છે.

"પે'લી ભૂલ મટયા રહેત મહેતા, બીજી ભૂલ વૈષ્ણવ વેશે રહેતા,
ત્રીજી ભૂલ ન જગસુખ ચહાતા, ચોથી ભૂલ હરિગુણ ગાતા;
મોટી ભૂલ ધર્યો સખી ભાવ, આપ્યો સખીઓને ભક્તિનો લ્હાવ.
x x x
ભજે જગજન શાના મગ્ન તે, આણે દ્વેષ ને નિંદે કવિને;
પણ પરગા પદે પદે થાતા, તેમ તેમ આસ્તિક વધુ થતા."

'દિવ્ય દર્શન' પછી નરસિંહ મહેતા નાગરોને બહુ વિચિત્ર લાગવા માંડ્યા. દેશકાળ, સંયોગ, પરોપૂર્વની પ્રવૃત્તિ, અને પ્રણાલિકાની બાંધણી, આ સર્વ સંયોગ, નાગરોને તે કાલમાં નરસિંહ મહેતાની ખરી પિછાન કરવામાં આડે આવ્યાં, અને પછી સમુદાયના

સર્વમાન્ય પંથથી બીજે પથે જનારને ભુલા પડેલા જાણી, પોતાને પથે વાળવા કંઈ કંઈ યુક્તિપ્રયુક્તિની યોજના રચાવા લાગી જેમ જેમ પ્રતિકૂલ શક્તિનું સામર્થ્ય વધતું ચાલ્યું, તેમ તેમ આરસપહાણ કે સંગેમરમરના પથ્થર પર ટાંકણાં લાગતાં જાય અને સુંદર ચમત્કારીક મૂર્તિ ઘડાતી ઉપરને ઉપર ઉપડતી આવે; તેમજ નરસિંહ મહેતાનું સાધુ–ચરિત વધારેને વધારે પ્રકાશિત થતું ગયું.

નરસિંહ મહેતાને ગૃહસ્થ–જીવનમાં અનેક કસોટીના પ્રસંગો આવી પડયા, પણ તે સર્વ પ્રસંગોમા જીત તો તેમની જ થતી. તે તો મુદ્રામર્યાદા તેમની જ વ્યાખ્યા પ્રમાણે 'વૈષ્ણવ જન' જ રહ્યા અને બહુ થાય ત્યારે એમ જ કહેતા–

"એવા રે અમો એવા રે એવા, વળી કહો છો તમે તેવા રે
ભક્તિ કરતાં ભ્રષ્ટ કહેશો તો કરશું દમોદરની સેવા રે.

* * *

તમારે મન માને તે કહેજો, સ્નેહ લાગ્યો મને ઉંડો રે
હરિજનથી જે અંતર ગણશે, તેના ફોગટ ફેરા ઠાલા રે."



# ગૃહસ્થ-જીવનના પ્રસંગો ×

" ये यथा मां प्रपद्यंते, तां स्तथैव भजाम्यहम । "
[ भ. गी. ४-११ ]

" ભવનાં ક્રારજ કૃષ્ણ એશ કરે, કષ્ટ પડે ત્યાં આવે પાય. "
( નરસિંહ મહેતા )

"There are many things that we cannot know until by living the life we bring our-selves into the state where it is possible for them to be revealed to us."
R. W. Trine

" More things are wrought by prayer than the world dreams of."
Tennyson

[ १ ]

## " હરિજનમાં ભજન "

" દેખી બુરાઇના ડરૂં હું, શી ફીકર છે પાપની,
ધોવા બુરાઇને બધે, ગંગા વહે છે આપની. "
( કલાપી )

**નરસિંહ મહેતાનું** પ્રભુમય જીવન ગિન્નાગની છાયમાં વિકસિત થતું ચાલતું હતું. 'ગૃહસ્થ-જીવન'માં કંઇ કંઇ એવા

---

× આ પ્રકરણને અંગે નરસિંહ મહેતાના ગૃહસ્થ-જીવનમાં આવી પડેલા અડીકટીના પ્રસંગો લીધા છે, અને તે પ્રસંગોનું જ આ પ્રકરણ છે. પણ પ્રસંગને (૧), (૨) એવી રીતે આંકડાથી અંકિત કરેલ છે.

કાળના પુણ્ય પંથની કલ્પના તું કરી શકે દામોદર કુંડ અને તેની આસપાસનો દેખાવ જ એવી નૈસર્ગિક રચનાવાળો છે. કે, આજ પણ ત્યા જનારને અજાયબીની લાગણી થયા વગર રહે જ નહિ. 'જહાં મૈં વહાં વૃંદાવન' આ વચન પ્રમાણે નરસિંહ મહેતાને તો 'વૃંદાવનના જ દર્શન' થતા. દામોદર કુંડ પુરાણ પ્રસિદ્ધ છે, અને ગિરનાર તળાટીમાથી નીકળતી 'સુવર્ણ રેખા' (સોનરેખ) નદીનો એક ભાગ છે. સ્કંદ પુરાણાંતર્ગત 'ગિરનાર મહાત્મ્ય' માં મૃગીકુંડ, દામોદર કુંડ અને રેવતી કુંડના જલસ્નાનના ચમત્કારિક દ્દષ્ટાંતો છે. દામોદર કુંડથી ઉંચા તટ પર દામોદરરાયજીનું મંદિર છે કે જે મંદિરમા હાલ નરસિંહ મહેતાની મૂર્તિના પણ દર્શન થાય છે તે મંદિરને અંગે ઐતિહાસિક નોંધ મળી આવે છે, પણ તે એટલી જ કે 'જગત્ મંદિર' દ્વારકાનું અને આ દામોદરરાયજીનું મંદિર બંધાવનાર ગુપ્ત વંશનો કોઈ રાજા હશે, અને ઇતિહાસકાર આ નિર્ણય પર જુનાગઢના સ્કંદગુપ્તના લેખ ઉપરથી આવે છે.* દલપતરામ કવિ દામોદર કુંડની નોંધ લેતા કહે છે–

> "દામોદર કુંડ તણું દૈવત દેખાય ખૂબ –
> કોણ ગણતીના, ગંગા, ગોમતી, ગોદાવરી."

એક દિવસ આ દામોદર કુંડથી સ્નાન કરી નરસિંહ મહેતા આતુર હાયિતા માધુતાનું મનન કરતા–

---

* "સૌરાષ્ટ્ર દેશનો ઇતિહાસ" ભાગ ૧ શ્રી. ભગવાનલાલ સંપતરામ કૃત પૃ ૧૨૦.

– "દામોદરકુંડ" ૨૭૫ ફુટ લાંબો અને ૫૦ ફુટ પહોળો છે. શ્રી દામોદરરાયજીના મંદિરમા દર્શન કરવા યાત્રાળુઓને સરળતા થાય એવા ઉદ્દેશથી ત્યા નદીઆદમાળા જુનાગઢના દિવાન હરિદાસભાઇએ પૂલ બંધાવ્યો છે.

"શું થયું સ્નાન સેવા ને પૂજા થકી
શું થયું ઘેર રહી દાન દીધે,
શું થયું ધરી જટા ભસ્મ લેપન કરે
શું થયું વાળ લોચન કીધે."

* * *

"જ્યાં લગી આતમા તત્ત્વ ચિન્યો નહિ
ત્યાં લગી સાધના સર્વ જૂઠી."

ઘર તરફ પાછા ફરતા હતા, તેટલામાં નરસિંહ મહેતાનાં દર્શન કરવાનું ભાગ્ય જેમને હતું તે ઢેડવર્ણના હરિજનોએ નરસિંહ મહેતાને પોતાને ત્યાં ભજનની ધૂન જગાવી સર્વને પાવન કરવાનું ઘણા નમ્રભાવે આમંત્રણ કર્યું. મહેતાજીના શબ્દોમાં......

"ઢેડવર્ણમાં દૃઢ હરિભક્તિ, તે પ્રેમ ધરીને લાગ્યા પાય,
કર જોડીને પ્રાર્થના કીધી, વિનતી તણાં બહુ વદ્યા રે વચન.
મહંત પુરુષ અમારી અરજ એટલી, અમારે આંગણે કરો રે કીરતન.
પ્રેમ પદારથ અમો પામીએ, વામીએ જન્મમરણ જંજાળ,
કર જોડતાંમાં કરુણા ઊપજી, મહેતાજી વૈષ્ણવ પરમ દયાળ."

( ન. કા. સં. )

નરસિંહ મહેતાએ હરિજનોનું આમંત્રણ સ્વીકાર્યું, રાતભર ભજનમંડળી સહ સ્વચ્છ કરેલા ઓટા પર તુળશીક્યારાની છાંયમાં ભજનની ધૂન જમાવી, અને હરિજનોને મુગ્ધ કરી દીધા. 'गुणाः पूजा स्थानम् ।' એ 'સંસ્કૃતિ' જેને કહીએ, તેની કસોટી કરવાની વિધિમાં દેખા દેતો પ્રથમ ગુણ, તે મમત્વના હરિજનોમાં હતો. મહેતાજીની પિછાન હરિજનોને થઇ. કીર્તન કરવાનું આમંત્રણ હરિજનો તરફથી મળ્યું : નાગરોએ કોઈ દિવસ આવું આમંત્રણ કર્યું હોય તેવી નોંધ કોઈને ક્યાંય મળી શકી નથી.

નાગર લોકોને ખબર થઈ કે ઢેડવાડે નરસિંહનાં કીર્તન થયાં;

રૂઢિરસમનો ભંગ થયો, એટલે નરસિંહ મહેતાને કઠિન સંયોગોમાં ઘેરી લીધા હશે, એમ પરાપૂર્વથી ચાલતી વિગત પરથી આપણે જાણીએ છીએ. મહેતાજીના પદમાં પણ આપણને તે સમયના નાગરોએ નરસિંહ મહેતાને આ હરિજનના પ્રસંગે કનડગત કરી હશે એવો ખ્યાલ તેઓ આપે છે–

" એવા રે અમો એવા રે એવા, તમે કહો છો વળી તેવા રે.
ભક્તિ કરતાં ભ્રષ્ટ કહેશો તો, કરશું દામોદરની સેવા રે.
સઘળા સાથમાં હું એક ભૂંડો, ભૂંડાથી વળી ભૂંડો રે,
તમારે મન માને તે કહેજો, સ્નેહ લાગ્યો છે મને ઊંડો રે.
હળવાં કર્મનો હું નરસૈંયો, મુજને તો વૈષ્ણવ વહાલા રે,
હરિજનથી જે અંતર ગણશે, તેના ફોગટ ફેરા ઠાલા રે."
(ન. કા. સં.)

નરસિંહ મહેતાએ જ 'હરિજન'* શબ્દનો પ્રયોગ પ્રથમ કરી ઢેડ વર્ણને કહો કે 'બહુ માન' આપ્યું છે, તેની નરસિંહ મહેતાનું ઉપર્નું પદ સાક્ષી પૂરે છે; અને 'હરિજન' તે સમયનાને ઉદ્દેશીને જ 'વૈષ્ણવ વહાલા રે' ગાયું છે. નરસિંહ મહેતાની પિછાન તે સમયના હરિજનોએ કરી, અને નરસિંહ મહેતાએ પણ પોતાના વૈષ્ણવજનની વ્યાખ્યામાં આવતા હરિજનમાં વૈષ્ણવતાનાં દર્શન કર્યાં, અને શ્રીભાગવદ્ વચનનું વર્તનમાં એકીકરણ કેમ થાય તેનું જમાનાઓને પ્રત્યક્ષ દર્શન કરાવ્યું.

विद्या विनय संपन्ने, ब्राह्मणे गवि हस्तिनि ।
शुनि चैव श्वपाके च, पंडिताः समदर्शिनः ॥
(ભ. ગી. અ. ૫-૧૮)

---

* હરિજન એટલે હરિનાજન–God fearing... 'વૈષ્ણવજન તો તેને કહીએ' એ પદમાં સર્વમાન્ય સાધારણ ધર્મ શુચિતા સાધુતા જેનામાં હોય તેવા પવિત્ર જન એવાજ અર્થમાં 'હરિજન' નો અર્થ લેવાનો છે.

અને તેનું પુનઃપ્રવર્તન "વૈષ્ણવ જન તો તેને કહીએ જે પીડ પરાઇ જાણે રે" એ નરસિંહ મહેતાના 'સામાન્ય ધર્મ'નું ઉચ્ચ લક્ષ્ય, જે સર્વ દેશકાળમાં સર્વમાન્ય થઇ પડે તે, દેશદેશાંતરને યાદ કરાવી, વર્તમાન યુગના ધર્મ-વીર 'ગાંધીજી'એ કર્તવ્યું. આપણે કદાચ જાણીએ પણ નહિ એવા કંઇક મહાત્માના હૃદયના તાર નરસિંહ મહેતાનાં 'પ્રભાત', 'પંચમ,' 'મલ્હાર' ને 'કેદારો' એ ઝણઝણાવ્યા હશે

નરસિંહ મહેતાના જીવનપ્રસંગોમાં આવા કટાકટીના સમયે ચમત્કારિક દશ્યો ખડાં થયાં છે. પ્રિય સજ્જન વાંચનાર! ગુજરાતના કંઇક કવિઓ, લેખકો, વાર્તાકારોએ આ પ્રસંગો વર્ણવ્યા છે. સર્વાંશે બધું સાચું જ તારે માનવું એવો અમારો આગ્રહ હોઇ શકે નહિ, પણ આટલું તો કહીએ કે નરસિંહ મહેતા જેવા સાધુમહાત્માને જગતમાં ઉચ્ચાને ઉચ્ચા રાખવા કોઇ પણ ઘટના બનવી એ અસંભવિત તો નથી જ. અમે તો તેને માટે એક જ સૂત્ર આ સર્વ પ્રસંગોમાં તારી પાસે રાખીએ છીએ, તેનું સ્મરણ જ્યાં તને શંકાનાં વમળ ગૂંચવે ત્યાં રાખી લેજે—

"By faith and faith alone what we cannot prove"

એ ટેનિસન કવિનું વચન આવી ઘટનાઓને અંગે અમને તો માન્ય છે. એવા જ કુદરતની એકતાનતાની સિદ્ધિમાં સર્વ સંભવી શકે—એવી તાત્વિક દષ્ટિએ વિલોકતા ફિલસૂફનાં વચન પણ, નરસિંહ મહેતાના જીવનપ્રસંગોમાં પ્રત્યક્ષ થતી દેવી સહાયને અંગે અમે આંહી ઉતારી લઇએ છીએ.

"There has been no age or place of miracles in distinction from any other age or place. What we term miracles have abounded in all places and at all times, when conditions have been made for them. They are being performed to-day just as much as

they have been, when the laws governing them are respected. R. W. Trine.

"In tune with the Infinite."

વિચારને આચારમાં મૂકયા વિના, અને સાધુએ જે જીવન જીવ્યા તે જીવ્યા વિના, નરસિંહ મહેતાની અલૌકિકતા સંબંધમાં શંકા ઉઠાવવાનો કોઇને હક નથી, એમ નમ્રતાપૂર્વક પણ ભાર દઇને આપણે કહેવું જ પડે.

વાત આગળ ચાલે છે તે એવી વિગતમાં કે, આ પ્રસંગ બન્યા પછી કોઈ નાગર ગૃહસ્થને ત્યાં જ્ઞાતિભોજનનો પ્રસંગ આવ્યો-અને ત્યાં આપણા ભક્ત નરસિંહ મહેતાને પણ આમંત્રણ. એટલે સર્વને સમાન ગણનાર, અને જ્ઞાતિને "ગંગા–પ્રવાહ" જેવી પવિત્ર ગણનાર, નરસિંહ મહેતા ગયા. નાગરોને એટલું જ જોઇતું હતું: "કયારે લાગ મળે અને નરસિંહ મહેતાની ફજેતી કરીએ." નરસિંહ મહેતાને વાટાઘાટના પરિણામમાં ઘેર પાછું આવવું પડયું. તેમને તો સિદ્ધ વાત જ..."समः शत्रौ च मित्रे च तथा मानापमानयोः।"હતી. પણ પાછળથી જ્ઞાતિજનોની પંકિત બેઠી ત્યારે-વચ્ચે વચ્ચે 'હરિજન' બેઠેલા પ્રત્યક્ષ સર્વ દેખવા લાગ્યા, અને નાગરો આજીજી કરીને પાછા નરસિંહ મહેતાને તેડી લાવ્યા, ત્યારે જ આ ચમત્કાર અદશ્ય થયો અને સર્વને સમાધાન થયું.

જૂના કવિ વિશ્વનાથ જાની જેઓ અઢારમા સૈકામાં થઇ ગયા. અને જેમણે નરસિંહ મહેતાના પોતાનાં પદો, કાવ્યોમાં ગૂંથી 'નરસિંહ ચરિત' જૂનાં કવિઓમાં પહેલું જ બનાવ્યું છે, તે આ પ્રસંગને જરા જુદા સ્વરૂપમાં વર્ણવે છેઃ–

નરસિંહ મહેતા જમવા આમંત્રિત મંડળી ભેગા ગયેલા, પણ 'હરિજનમાં ભજન'નો આક્ષેપ આગળ કરી નાગરોએ વાંધો ઉઠાવ્યો. નરસિંહ મહેતા તો 'तुल्य निंदा स्तुति।' સ્વભાવ.ળા

પાછા ગયા; પણ પાછળથી જ્યારે નાગરો પાકશાળામાં ગયા ત્યારે માલુમ પડ્યું કે, સર્વ પાકમાંથી ન સહી શકાય તેવી દુર્ગંધ પ્રસરી રહેલી. નરસિંહ મહેતાને વિનંતી કરી જ્યારે તેડી લાવ્યા, અને ભક્તરાજની અમીદૃષ્ટિ જ્યારે પાક પર પ્રસરી, ત્યારે સર્વ કાર્ય સિદ્ધ થયું. 'હરિજનમાં ભજન'નો પ્રસંગ પણ જરા જુદી રીતે જ વિશ્વનાથ જાનીએ વર્ણવ્યો છે, તે નીચેના ઉતારા પરથી પ્રિય સજ્જન વાચનારને સહેજ સમજાશે–

(૧)

"મહેતાજી બોલ્યાં સૌ પ્રતે, સ્વામી મારો પોઢ્યો પોતાને ઘેર,
દ્વાર ઉઘાડીને દેખાડ્યા, મેતો દીઠા મજ્યાએ;
હમણાં જોઈ અમો આવ્યા છું, વિસ્મે સૌ મન થાયે,
વિપ્ર દોડાવી તાંહાં જોતરાજ્ય, જુએ તો નાચે ગાયે,
ફરી આવ્યા તો મહેતા દીઠા, મેતાના ઘર માંહાંય,
માહે માહે જોઇ રહ્યા મહુ, લજ્જા પામ્યા મન;
ખરો ભક્ત તે એ દીસે છે. અકલિત ગત એ ધન,
મહેતાજીને જોકા નહિ, તે ગણુચો અસંત."

(કા. દો. ભા. ૮, પૃ.–૬૧૦)

(૨)

"મહેતાજીને કહ્યો સઘળો, અન્ન તણો વિસ્તાર,
તમો પધાર્યા એટલે તો, જમણ થયું મોં છાર;
નાના મોટા ભૂખ્યા જાણી, મહેતે મન કરુણા કરી,
રસોઇ શાળામાં પધાર્યા, અમૃતદૃષ્ટિ પ્રેમે કરી;
પાક સમર્યો તે સમે, ક્ષણું ન લાગી વાર,
પકવાન માંહીથી પીમળ પ્રગટ્યો, શાકપાક સર્મકાર;
પાય નમીઆ મહેતાજીને, નાગર સૌ તેણી વાર,
ધન ધન વાણી ઓચરે, મહેતો કારણ અવતાર."

(કા. દો. ભા. ૮)

---

[ ૨ ]

## " દ્વારકાંની યાત્રામાં આહિરનો નેસ "

"નરસિંહ મહેતો ભક્ત હરીના, આ દેશે પૂજાતા,
રાજા શ્રી રણછોડ સેવતા, દ્વાગમતિએ જાતા,
સબધી 'પર્વત' ̣અતિ પ્યાગ, સંગ હતા એક વેળા."
( શ્રી. અનંતપ્રસાદભાઈ )

"થવાનાને એક વખત પણુ બસ છે,
ન થવાનાને વરસના વરસ છે"
( શ્રી. અનંતપ્રસાદભાઈ )

નરસિંહ મહેતા આપણે જાણીએ છીએ તે પ્રમાણે તળાજા, માગરોળ એમ પ્રસંગોપાત્ત જતા આવતા, પર્વત મહેતા કાકા થાય તે પણુ આપણુને માહિતી છે, અને બનેને ભક્તિનો રંગ, દ્વાગ્માની યાત્રાની લગની, એમ સર્વ રીતે મેળ કાકો ભત્રીજો કોઈ સમય દ્વારકાની યાત્રાએ ભેગા નીકળે છે પર્વત મહેતા પ્રેમી ખરા, પણુ નરસિંહ મહેતાની પ્રેમ-ભક્તિની કોટીએ પહોચેલા નહિ પગપૂર્વના રીત રિવાજ, રૂઢિ રસમની શૃખલા હજી તૂટેલી નહિ, અને તે બને પણુ કેમ ? સર્વને એ વાત સુલભ પણુ કેમ થાય ? પણુ સંપૂર્ણ તૈયારીનુ ટાકણુ હતુ. શ્રી અનંતપ્રસાદભાઈ લખે છે તેમ 'થવાનાને એક વખત પણુ બસ છે" અને આધુનિક જમાનાને તો કહેવા દો કે, 'તેના થવાને વરસના વરસ છે'-અસ્તુ !

પ્રિય સજ્જન વાચનાર ! તૈયારી અને જીવન સાફલ્ય મેળવવાને તડપતા હોય, તો જરુર'એક એવો ઝટકો, જીવનનો પલગો કરાવવા બસ છે, એ જરુર યાદ રાખવા જેવુ છે' જૂના વૃત્તાતની નોધ પ્રમાણે, દ્વારકા જતા જતા પર્વત મહેતા અને નરસિંહ મહેતા રસ્તો ભૂલ્યા. થાકી પણુ ગયા ને બહુ અકળાઇ ગયા. ન સૂઝે શુ કરવુ ? એટલામા દૂર દૂર ઢોરોના ઝૂડ અને ઝૂપડાઓનુ જૂથ દૃષ્ટિગોચર

થયું. મનોબળ ટકી ગયું. બેઉ જણા તે જગ્યાએ પહોંચ્યા, તો આહીર લોકોનો 'નેસ' બાગાણુઓને આહિર લોકોએ ખૂબ આશ્વાસન આપ્યું. પર્વત મહેતા થાક ઉતારતા બેઠા; જલપાન કર્યું. નરસિંહ મહેતા તો આહિરો ભેગા તેમના આમંત્રણને માન આપી જમવા જ મંડી પડયા. પર્વત મહેતા કચવાતા બેસી રહ્યા. તેમને પણ આહિરોએ અને મહેતાએ પણ બહુ આગ્રહ કર્યો; પણ 'નાગર'ની ટેક એમ કાંઈ મૂકી દે! જો, જેને 'ટેક' પોતાના મનથી ગણતા, તેને અંગે જરાક વિવેકબુદ્ધિ પૂર્વક વિચાર કર્યો હોત. જરાક પણ વધારે ઉંડી નરસિંહની પિછાન હોત, તો તો તેજ સમયે તેમને સાક્ષાત્કાર થવામાં વાર જ ક્યાં હતી! સંવત ૧૫૦૧ સુધી માંગરોળની ગોમતી વાવમાં શ્રી રણછોડરાયજીનાં દર્શન થાય ત્યાંસુધી દ્વારકાંની મુસાફરી જ કરવા માંડેલી, એટલે સર્વ સંયોગો તેવા જ રચાયા. આરામ લઈ પછી કાકા ભત્રીજાએ મુસાફરી શરૂ કરી. પર્વત મહેતાએ નરસિંહ મહેતાને બહુ ઠપકો આપ્યો, અને નાગરોની પ્રણાલિકા તોડી નાંખી આવો 'વટલવાડો' ન જોઈએ એવી શીખ આપી. નરસિંહ મહેતા ભક્તિરંગમાં પૂર્ણ રંગાયેલા, અને તેમાં વળી શ્રી કૃષ્ણ, જેઓ આહિરના રૂપમાં હતા. તેની ભેગાં કરેલું ભોજન એટલે પછી ભજનના તાનમાં મસ્તાન બની લલકારી દીધું:—

"વટલ્યો રે નાગર નરસૈંયો બોટયું આહિરનું ખાધું રે,
ને અવર રસ સહુ ઢોળી દીધા, અમૃત કચોળું લીધું રે;
નીત ઉઠી સુંદર શામળિયો, વૃંદાવનમાં ગૌ ચારવા જાયરે,
નરસૈંયાને માંહે બેસાડી, આહિરડા માંહી ખાયરે."

(ત્રિકમદાસનાં કાવ્યો—પૃ. ૧૩)

પર્વત મહેતાને, નરસિંહ મહેતાએ, 'આહિરના નેસનો ચમત્કાર' બતાવ્યો, અને કહ્યું કે "આપણે પાછા વળી જોઇએ કે તે સ છે કે કેમ!" પર્વત મહેતા આશ્ચર્યચકિત થઇ ગયા. ત્યાં જઈ જુએ છે તો ન મળે નેસ કે ન મળે વૃક્ષોનું ઝૂંડ. પર્વત મહેતા જ્યાં

બેઠા હશે ત્યાં પોતાનો ક્ષોરો ભૂલી ગયેલા તે એધાણીએ એ જગ્યા તો આજ એમ ખાત્રી થઈ ગઈ. પર્વત મહેતા નરસિંહ મહેતાને ખરો ભક્ત જાણી પગે પડવા લાગ્યા. 'નરસિંહ મહેતા' તો નમ્રતાની મૂર્તિ જ. તેમણે તો પર્વત મહેતાને 'ધર્મ તત્ત્વ'નો પ્રત્યક્ષ પાઠ આપાવી, જે તેમણે પિતાની જગ્યા સાચવી હતી તેનું ઋણ જ ચૂકવી આપ્યું એમ ગણતા હતા. વિશ્વનાથ જાની જેઓ, પ્રિય વાંચનાર સજ્જન ! તને વિદિત છે તેમ, જૂના કવિઓમાં **'નરસિંહ ચરિત'** લખનાર પ્રથમ પહેલા જ છે, તે પણ આ પ્રસંગની નોંધ લે છે.

શ્રી અનંતપ્રસાદભાઇ જેઓએ **'હરિ કથા'**ના રૂપમાં નરસિંહ ચરિતના વિધવિધ પ્રસંગો તેમની માર્મિક વાણીમાં યોજ્યા છે, અને જેઓ જાતે નરસિંહ ચરિતનાં આખ્યાનો કરી શ્રોતાજનોને નરસિંહ મહેતાના જમાનામાં લઇ જઇ મંત્ર–મુગ્ધ કરતા તેઓ પણ ઉપરના પ્રસંગની નોંધ લે છે; અમે તેમનાં માર્મિક વચન અત્રે ઉતારી લઇએ છીએ.–

"વધા, તવ મહેતાજી મસ્તાન, હરિરસમાં ગુલતાન,<br>
ભૂલ કરી નથી બાઇ જરીએ, જૂઓ ફરી એ સ્થાન;<br>
જેનું ભજન કરૂં તેજ હતા, એ કૃષ્ણચંદ્ર ભગવાન,<br>
નથી હવે ત્યાં કાંઇ નામનિશાન, હરિરસમાં ગુલતાન;<br>
તેમ છતા પણ માનો વટલ્યો, તો વટલ્યો છું નિદાન,<br>
વટલો વરી વિઠ્ઠલને તમોએ, તજી અભિમાન;<br>
ભાવ વિણ નર પણ પશુ સમાન, હરિરસમાં ગુલતાન."

(શ્રી. અનંતપ્રસાદભાઈ–આખ્યાનો. પૃ. ૬૬–૬૭)



[ ૨ ]

## "ભજનમાં ભગવાનનું મોહિની સ્વરૂપ"

"હરિ ન વિસારે તેને હરિ ન વિસારે રે."

[શ્રી અનંતપ્રસાદભાઈ]

"વિસાર્યો વિસરે નહિ રે પળ એક અળગા ન થાય,
નરસૈંયાના સ્વામી અંતરજામી વ્હાલા ભીડ પડે ત્યાં જાય."

[નરસિંહ મહેતા]

"બેસી ગાય ત્યાં ઉભો ઉભો સાંભળું
ઉભા ગાય ત્યાં હું નાચું રે."

નરસિંહ મહેતા

આ પ્રસંગ માંગરોળમાં ઉપસ્થિત થાય છે. નરસિંહ મહેતા પર્વત કાકાને ત્યાં દ્વારકાધીશનું સ્વરૂપ 'શ્રી રણછોડ' ગોમતીવાવમાં સંવત ૧૫૦૧માં પ્રગટ થયેલ તેમના કીર્તન ઉત્સવમાં ગયેલા. કીર્તનની ધૂનમાં તેમને બહુ તૃષા લાગેલી પણ કોઈએ તે વાત જાણી માબણી નહિ. કીર્તન તો અટકે જ કેમ? અને શ્રી. અનંતપ્રસાદ ભાઈના શબ્દોમાં 'હરિ ન વિસારે તેને હરિ ન વિસારે' એનો સાક્ષાત્કાર થયો જ. નરસિંહ મહેતાને જળપાન કરાવવા ભગવાન મોહિની સ્વરૂપમાં પ્રગટ થયા, અને ભગવદ્‌વચનની ઘટના જે અજબ રીતે થઇ શકે છે તે થઈ.

"अनन्य चेताः सततं यो मां स्मरति नित्यशः ।
तस्याहं सुलभ पार्थ ! नित्य युक्तस्य योगिनः ॥"

( ભ. ગી. અ. ૮, ૧૪)

ભગવાનનું મોહિની સ્વરૂપનું નરસિંહ મહેતાને જ દર્શન થયું. ભજનમંડળીએ તો એનાની ઝારી નરસિંહ મહેતાના હાથમાં ઉતરતી જોઇ, અને પાછી અંતરિક્ષમાં જતી જોઇ નરસિંહના જ આલેખાયલ 'નમાં આપણે દર્શન કરીએ—

"મોહ્યા, મોહ્યા મુનિવર રાય રે, ગોરી તારે ત્રાજુડે,
રૂપ સ્વરૂપ કળ્યું ન જાયે, મેં તો જાણી છે ઇશ્વરી માયા રે."
(ન. કા. સં. પરિ. પદ ૪)

"આ શો ચતુરાનો ચાળો રે, એને કોઇ ન્યાળો રે,
બ્રહ્માએ તો નથી ઘડી ભામિની, એ તો આપે બનીને આવી રે;
ત્રણ લોકનું તેજ તારૂણી એ તો, છબી છબીલે બનાવી રે,
ઘડયું ઘરેણું એને રે હાથે, હાથે ભરી છે ચોળી રે;
માળુડે ભાત 'નવનારી કુંજર'ના કસુંબાના રંગમાં બોળી રે,
વાસ પૂર્યો એણે વૃંદાવનમાં, ગોવરધન થકી આવે રે;
એ નારીની જાત કો જાણે, તેનો ફેરો ફાવે રે,
કહીએ છીએ પણ કહ્યું ન માને, એ નારિ નહિ 'ગિરિધારી' રે;
બ્રહ્મા ઇંદ્ર, શેષ, શારદા, એના ચરણ તણા અધિકારી રે,
અંતર હેત પોતાનું જાણી, એ તો આવી છે 'અંતરજામી' રે;
વ્યભિચાર મૂકી જુઓ વિચારી, એ તો નરસૈંયાનો છે સ્વામી' રે."
(ન. કા. સં. પરિ. પદ ૧૧)

આ પ્રસંગને અંગે વિશ્વનાથ જાનીએ પણ નોંધ કરી છે—

* * *

"તે સમે ત્યાં તૃષિત થયા ને, મહેતે માગ્યું પાણી.
નરનારી ઉભાં સહુ પાસે, પણ કોણે સાંભળી ન વાણી."

* * *

"તતક્ષણ જાણ્યું છેલ છબીલે, જે જલ માગ્યું ભકત મારે,
ઝારી ભરીને પ્રભુજી પધાર્યા, મહેતે દીઠા તે વારે;
નરસૈં મેતે પ્રણામ કરીને, જળ પીધું તેણી વાર,
કનક ઝારી આપી જળ પીને, હરિના કર મોઝાર;
મહેતાજી પોતે એકલા નિરખે, સુંદર શામળવાન,
ઝારી એકલી લોકે દીઠી, વિસ્મે થયા તે સ્થાન;
ફરી ગગનમાં જાતી દીઠી, હેમ તણી તે ઝારી,
પરવત મહેતા આદે લઈને, સૌ કો રહ્યા મન વિચારી."
(કાવ્યદોહન ભા. ૮, કડવું ૧૨)

નરસિંહ મહેતાનાં 'મોહિની સ્વરૂપનાં દર્શન'ને અંગે 'ગુજરાતી'ના તંત્રી શ્રી. નટવરલાલભાઈ નોંધ કરે છે તે પ્રિય વાંચનાર ! બહુ જાણવા જેવી છે..........

"**સાળુડે ભાત નવનારી કુંજર**" તે સંબંધમાં ઉલ્લેખ છે કે 'બીજી વિશેષ વાત અત્ર જણાવવાની છે તે એ કે, 'ગોવિંદ ગમન' નામના કાવ્યમાં નરસિંહ મહેતે 'નવનારી કુંજર'ની અતિ સુંદર કલ્પના કરી છે. આ કલ્પના અદ્ભુત છે, અને સંસ્કૃત કે પ્રાકૃત કોઇ પણ ગ્રંથમાં નરસિંહ મહેતા પહેલાં તે વિષે ઉલ્લેખ આવતો નથી. મેં એટલા માટે 'ગર્ગસંહિતા, કૃષ્ણજન્મ ખંડ, હરિવંશ' વગેરે મહેતાજીની પૂર્વેના ગ્રંથો મૂળ જોયા, પણ તેમાં આ વિષે કશો ઉલ્લેખ નથી. ત્યારે મહેતાજીને આ આશ્ચર્યયુક્ત કલ્પના ક્યાંથી સ્ફુરી? એવો સવાલ મનમાં ઉત્પન્ન થાય છે. સાક્ષર શ્રી. ગોવર્ધનરામે 'દયારામના અક્ષરદેહ'માં નરસિંહ મહેતાની આ 'નવનારી કુંજર'ની કલ્પનાનાં વખાણ કર્યાં છે, પણ કોઇ તેનું મૂળ શોધી શક્યું નથી. કોઇ ગ્રંથમાં તેનું મૂળ તો સાંપડતું નથી. પણ નરસિંહ મહેતા પોતે જ પૂરું પાડે છે, એ જાણીને કયા સહૃદયજ આનંદ નહિ થાય? નરસિંહ મહેતાનાં કાવ્યો અને ભક્તિનું મૂળ કાંઇ પુરાણ, સંસ્કૃત કે પ્રાકૃત ગ્રંથમાં મળે એમ લાગતું નથી એનું મૂળ તો એનાં સ્વાનુભવ યુક્ત પદો જ છે; અને તે સમજવા માટે પણ એના જેટલા જ સમજણી અને સહૃદયી, આસ્થાશીલ થવાની જરૂર છે. કવિ વિશ્વનાથ જાનીએ 'નરસિંહ મહેતાની ઉક્તિ' તરીકે જણાવેલું નરસિંહ મહેતાનું કથન ખરે જ સત્ય છે–

"મારું ગાયું ગાશે તે ઘણાં ગોથાં ખાશે,
સમજીને ગાશે તે સુખે વૈકુંઠ જાશે."

માટે એનાં 'પદો' સમજીને વાંચવા વિચારવા જેવાં છે. એટલા માટે મારું-માનવું એવું છે કે 'નવનારી કુંજર' ની કલ્પનાનું મૂળ ઉપર જણાવેલા પદમાં છે. [ પદ ૧૧–કા. મં. પરિ. પૃ. ૪૯૮ ]

" સાળુડે ભાત 'નવનારી કુંજરની' કસુંબાના રંગમાં બોળી રે "

( નિષ્કુળદાસનાં કાવ્યો અને–ચરિત્ર–પૃ. ૨૪૦–૪૧ ગુ. પ્રેસ )

## [૪]
## " હુંડી "

" હું રે વાણોતર તારો શામળીઆ, હું રે વાણોતર તારો રે "
( નરસિંહ મહેતા )

" પંદરા ગોતર બેમા ( ૧૫૦૨ ) પોષ વદી બીજની હોઈ,
લખી મેતે હૂંડી નિર્ધાર,
અમાસે શીકારી રે શેઠ મોટે શામજે હોઈ,
માતમ રાખ્યુ મેતાનુ તે ધાર "
( મીઠો કવિ-જગમ તીર્થ )

" હાર, હૂંડી ને મોસાળુ, વિવાહને વળી શ્રાદ્ધ
નરસૈ મહેતાને કૃપા કરી, કર્યા શ્રી દીનાનાથ "
[ શ્રી અનંતપ્રસાદભાઈ આખ્યાનો, પૃ ૧૨ ]

નરસિંહ મહેતાના ગૃહસ્થ-જીવનમા 'હાર, હૂંડી મોસાળુ ને શ્રાદ્ધ' આ પ્રસંગો અપ્રતિમ છે, અને નરસિંહ મહેતાના સમય પછીના ઘણા કવિઓએ, આ પ્રસંગોને ઉદ્દેશી અગ્ર કાવ્યો બનાવ્યા છે **કાવ્યદોહન** ભાગ ૮ મા નિવેદન છે તે પ્રમાણે વિશ્વનાથ જાની એવા કવિ છે કે, જેણે 'નરસિંહ ચરિત' આલેખવામા જ્યા જ્યા નરસિંહ મહેતાના પોતાના પદો તેમને પ્રાપ્ત થયા હશે, ત્યા ત્યા શ્રીમુખના પદો' એવો ઉલ્લેખ કર્યો છે ગુજરાતના પ્રખ્યાત કવિ પ્રેમાનંદે પણ નરસિંહ મહેતાની અમર નામના કાવ્યોમા અમર કરી છે, અને એવી જ રીતે ઘણા કવિઓએ ગુજરાતને નરસિંહ મહેતાના જીવનના સ્મરણ કરાવ્યા જ છે ' હૂંડી અને મોસાળા ' ના પ્રસંગને અંગે નરસિંહ મહેતાના પોતાના પદો સુગ્રથિત સ્વરૂપમા હજી પ્રાપ્ત થયા નથી અગર જો નરસિંહ મહેતાના હજારો પદો 'ગુજરાતી'ના આદ્ય તંત્રી શ્રી ઇચ્છારામભાઈએ મેળવેલા છે, પણ આપણે જાણી શકીએ તેમ કેટલાક પદો ચોક્કસ પ્રસંગના, બીજા કેટલાક પદો સાથે મિશ્ર થઈ

ગયેલાં પણ છે. આપણે આશા રાખીએ કે જ્યારે આધુનિક કાળનાં વિદ્યા–વિલાસી યુવાનયુવતીઓ ગુજરાતના જૂના કવિઓના સાહિત્યનો અભ્યાસ કરવાને પ્રેરાશે, ત્યારે વળી ' અખંડ સાંકળ ' તૂટી ગયેલી કડીઓ મેળવીને રજૂ કરશે, અને કંઈક નવીન પ્રકાશ જૂના સાહિત્યને અંગે જરૂર પાડશે.

હુંડીના પ્રસંગને અંગે વાત એવી ચાલતી આવેલી છે કે, એક પ્રસંગે યાત્રાળુઓ જુનાગઢ આવેલા, અને દ્વારકાં ત્યાંથી જવા ધારતા હતા. તે જમાનામાં પાસે નાણાંનું જોખમ રાખવું સહીસલામતી ભરેલું નહિ, એટલે દ્વારકાંમાં પૈસા મળી જાય એવી એવી ' હુંડી ' કોઇ વ્યાપારી લખી આપે તો સરળતા થાય, એવા ઉદ્દેશથી સાગ માણસોમાં પૂછપરછ કરવા લાગ્યા. સદ્દભાગ્યે જ કહીએ કે તેઓ નાગર–મંડળીને મળ્યા, નાગર–યુવાનો બુધ્ધિશાળી તો ખરા જ. અને નરસિંહ મહેતાની મશ્કરી કરવી એવો તરંગ આવ્યો, એટલે ' હુંડીની ઘટના ઘડી. ' નરસિંહ મહેતા મોટા વેપારી છે, અને તેમની નેમ દેશપરદેશમાં બહુ મોટી; તમે તેમને ત્યાં તપાસ કરશો તો જરૂર દ્વારકાંની હુંડી તમને મળશે. આવી 'વાત ડાહ્યાડમરા દેખાતા નાગર–યુવકોએ ' યાત્રાળુઓને સમજાવી. યાત્રાળુઓ નરસિંહ મહેતાના નિવાસસ્થાને પહોંચ્યા, અને નરસિંહ મહેતાનાં દ્વાર તો અતિથિ, અર્થાર્થી કે સ્વાર્થી, સર્વને માટે ખુલ્લાં જ. મહેતાજીએ યાત્રાળુઓનું સ્વાગત કર્યું; સર્વ સમાચાર જાણી લીધા, અને પ્રભુપ્રેરણા પણ એવી જ થઇ કે તેમણે યાત્રાળુઓને હુંડી લખી આપી. યાત્રાળુએ સાતસેં રૂપીઆ મહેતાજીને ભરી દીધા. મહેતાજીનું સૂત્ર તો ભગવદ્દ વચન ઘટાવીએ તેજ હતું–

> "ब्रह्मार्पणं ब्रह्म हविर्, ब्रह्माग्नौ ब्रह्मणाहुतम् ।
> ब्रह्मैव तेन गन्तव्यं, ब्रह्म कर्म समाधिना ॥ "
>
> ( ભ. ગીતા અ. ૪, ૨૪ ).

હરિ નિમિત્ત દેનાર, તેનો બેડો ચાલે પાર' એ શ્રી અનતપ્રસાદ ભાઇના શબ્દો પ્રમાણે નરસિંહ મહેતાએ રૂપીઆ 'હરિને પહોંચે એમ' ખર્ચી પણ નાખ્યા અને ઢમેર બજારીને ત્યાં જમા પણ થઇ ગયા યાત્રાળુઓ દ્વારકા પહોંચ્યા જગતમંદિરનુ દર્શન અને ગોમતી સ્નાન કરી 'શામળશાહ' શેઠની શોધમા નીકળ્યા 'શ્રદ્ધા આગ્યા અને વિશ્વાસ' દ્દઢીભૂત થાય તે પહેલા તો દિવસે તારાના દર્શન થાય, એવી કુદરતની કરામત પરાપૂર્વથી ચાલતી આવે છે તે પ્રિય સજ્જન! તારાથી અજાણ્યુ નથી જ શામળશાહ' શેઠની દુકાન દ્વારકાની બજારમા ક્યાથી હોય ? અને હોય તો ખરી, [પણ એમ આધારણ મુસાફરો કે યાત્રાળુઓને તેના દર્શન પણ ક્યાથી થાય ? યાત્રાળુઓની ખામોશ ખૂટી, અને નરસૈયે આપણને ઠગ્યા અને હવે પાછા જુનાગઢ જઇ તેને જોઇ લઇએ, આવા વચન-વમળમા પડયા ત્યા તો 'શામળશાહ' શેઠના દર્શન તેમને થયા, અને રૂપીઆ ગણી લઇ મનમા પશ્ચાત્તાપ કરવા લાગ્યા. આજ પણ યાત્રાળુઓને ગુગળી ગોરો ભદ્રકાળી માતાની પાડોશમા એમ ઓટનો બતાવે છે, અને કહે છે કે આહી જ નરસિંહ મહેતાના સ્વામી 'શામળશાહે યાત્રાળુઓને રૂપીઆ ખણખણાવીને આપ્યા હતા વાતની વિગતની નોધ આપણે તો નરસિંહ મહેતાના એકાદા પદમા જ સમજી ઉકલવાની છે ભક્તની ભીડ ભગવાન કેમ ભાગે છે તે તત્ત્વ તો પ્રિય સજ્જન ! તુ ઘટાવી લે એમ જ છે

> " If virtue feeble were, Heaven herself would come down to help her "

આ અગ્રેજ કવિ મિલ્ટનનુ વચન, સદ્દગુણને જ્વલત રાખવા, સ્વર્ગ પણ પૃથ્વી પર ઉતરે-અને તેવી જ ઘટના, હાર, હુંડી મોસાળુ, વિવાહ અને શ્રાદ્ધમા થઇ તે પુન પુન પ્રિય સજ્જન વાચનાર ! તને સમજાવવુ પડે તેમ નથી નરસિંહ મહેતા હુડી લખના નીચે ઉતારી લીધેલ પદ પ્રમાણે દેવ દરબારમા સદેશો પાઠવે છે—

" હું રે વાણોતર તારો, શામળિયા, હું રે વાણોતર તારો રે,
પહેલે રે પાને લખો લક્ષ્મીવર, અનંતનો દાતારો રે;
આ કલજુગમાં પેઢી તમારી, ના ધરો અંગ ઉધારો રે,
નરસૈંયાના સ્વામીને કહેજો, હૂંડી મારી શીકારો રે. "
(ન. કા. સં. પરિ, ૨–પદ ૧૦૦)

" શીકારજો શામળા, આ સેવકની હૂંડી, શામળા શેઠ સુજાણ રે;
જો " કાર " જાશે વહાલા નરસૈંયા કેરું, તે પહેલાં જાશે પ્રાણ રે.

* * * *

અધમ ઓધારણ, કષ્ટ વિદારણ, ભક્ત વત્સલતા ભણી તાગી રે;
નરસૈંયાની હૂંડી સ્વીકારી, લજ્જા રાખજો મોરારી રે. "
(ન. કા. સ)

વિશ્વનાથ જાનીના 'નરસૈં ચરિત' (કાવ્યદોહન ભાગ ૮)માં પણ હૂંડીનો પ્રસંગ છે. ' શામળશાહ શેઠ ' યાત્રાળુઓને મળે છે... ......તે સમયના ' શામળશાહ ' નું વર્ણન– .

" પારખના સરખી પાઘડી, કહો પ્રભુજી કેમ આવડી.

* * * *

મોટી દુંદ અને એહવી ચાલ, ચર્ણે ચમકે મોજાં લાલ;
ખભે દોર ને નીચી ચાલ, રૂપ શોભાવ્યું શ્રી ગોપાળ.

* * * *

'શામળશાહ' તે મારું નામ, છાના વસીએ આણે ગામ;
હરિજન વિના કો નવ ઓળખે, જૂઠી હૂંડી કયમ નરસૈં લખે.

* * * *

કાગળ વળતા જાજો લઇ, મહેતાજીને કહેજો જઇ;
શ્રીતંસું કરવો વહેવાર, તમ કરજો જમ વાધે કાર.

*　　*　　*　　*

અહરનિશ તમારા પત્રની જોવું છું વાટ, તમ અન્યે માંડ્યું છે હાટ,
તમ આધારે રહ્યા છું અમો, એમાં સંદેહ ન રાખશો તમો. ''

શ્રી અનંતપ્રસાદભાઈની હૂંડીની નોંધ પણ અત્ર ઉતારી લઈએ–

'' પ્રસન્ન્યા શ્રી જગતજનો ભક્તની વડાઈ,
પથિક તો છકિત થયા પૂરા પસ્તાઈ. ''

*　　*　　*　　*

– '' રાખવા કથા એ આહી, મુરતી પધરાવી તહી,
ગોમતીના ઘાટ મહી, ઊભા સુખદાઇ,
ધન્ય એ 'શામળશાહ' શેઠ, ધન્ય નરસૈં શ્રેષ્ઠ,
અનંત તો કરે છે વેઠ, તે પણ અકળાઈ. ''

卐

---

– 'શામળશાહ' શેઠ અને 'નરસિંહ મહેતા'ની મૂર્તિઓ ગોમતી કિનારે જગતમંદિરના ઘાટ પર ઉતરતી પગથી પર છે.

હૂંડી અને મામેરા'નાં પદો સુગ્રથિત પ્રગટ થયા નથી (નરસિંહ મહેતાના પોતાના), પણ વિશ્વનાથ જાનીનુ 'નરસૈં ચરિત' (પ્રા. કા. મા. ૮) વધારે સુસંગત અન્ય નરસિંહનાં પદો સાથે થાય છે, એટલે જ ઉપર હૂંડીનો ભાગ ઉતારી લીધો છે.

[ ૫ ]

## " શામળદાસનો વિવાહ "

" દ્વાદશ વર્ષ વીતી ગયાં કુંવરને, કામની આવીને ક્ષોભ પામે;
આપણું ઘર તો આદિ મોટું ઘણું, નિર્ધન વિવાહ તે કેમ થાશે. "

( નરસિંહ મહેતા )

" ધનવંત તાંહાં કુલાચાર દેખે નહિ, નિર્ધન તે કુલવંત કહાવે;
સામુદ્રિક પણ નહીં પુરુષમાં, ઓહોજી દીક્ષિત મન કેમ ભાવે. "

( નરસિંહ મહેતા

"પંદર ગોતર એક માથ સુદ સાતમ હોજી,
આમે કર્યો શામળદાસનો વિવાય;
માતમ તો મહેતાજીનું રે માધવજી વધારતા હોજી,
જુઓ માયા સતીની સેવાય. "

[ મીઠો કવિ–'જંગમ તીર્થ'–ગુ. દી. અં. ]

" બોલ્યા મહેતાજી મારે શું, ત્રેવડ ત્રીકમ જાણે રે;
નથી માગ્યો મેં પુત્ર મૂળથી, મ્હેં એ નથી જીવાડ્યો;
અગાઉ કરવા નથી ગયો હું, હાલ્યો ન લગનનો ર્હાડો. "

(શ્રી. અનંતપ્રસાદભાઈ)

" Many a song have I sung in many a mood of mind, but all their notes have always proclaimed " He Comes, Comes, ever Comes. "

( Gitanjali )

નરસિંહ મહેતાનો ઘર–સંસાર માણેક મહેતીની નિયંત્રણાથી યથાર્થ ચાલ્યા કરે છે. માંદુ–મંતો, અતિથિઓ, યાત્રાળુઓ, 'રામ' નામના વેપારીઓ આવે છે અને જાય છે. નરસિંહ મહેતા 'ગૃહસ્થ

છતે સાધુ થઇ રહેતા ' એવો તેમના જીવનમાં યોગ સધાતે જ જતો હતો, અને ત્યાંથી પણ આપણે ભગવદ્ વચનની ઘટના ઘટાવી લેવા જેવું જ દર્શન–

"युक्ताहार विहारस्य, युक्त चेष्टस्य कर्मसु ।
युक्त स्वप्ना व बोधस्य, योगी भवति दुःखहा ॥
(ભ ગી અ ૬ ૧૭)

અને માણે મહેતી આદર્શ પત્ની, પછી દુઃખના ડુંગર ઢગી પડે તોપણ નરસિંહ મહેતાનો પરમ આનંદ કાંઇ ઝાંખો પડવાનો છે ? નહિ જ તેમના જ કથનમાં ઘર સંસારનો નિસ્પૃહી પણ સંતોષનો આનંદ વ્યક્ત થાય છે

"પ્રેમ દારા એક સુંદર, હરિ અંશ તો તેને અધિક વહાલો,
નહિ કોઇ વેગ વિચાર મનમાં ધરે, ન લહે પરપંચ સ્ત્રીનો ચાળો,
એક છે પુત્ર ને એક પુત્રી થઇ, તેનું મામેરું પૂર્યું લક્ષ્મી નાથે,
સુત તણું નામ તે દામ શામળ ધર્યું, વિવાહમાં કૃષ્ણજી ગ્હેરો માથે"

કુંવરબાઇનું લગ્ન ઉનાના ઓઝા કુટુંબના યુવાન સાથે થયું હતું 'ઉંના દેલવાડા', 'પ્રભાસ–પાટણ', માંડીનાર પાસેના વડનગર, વિમનગર, વાલમ (વેલણ) એ ગામોમાં નાગર ગૃહસ્થો, પંડિતો તે સમયમાં જરૂર રહેતા હશે, તે શિલાલેખો ઉપરથી સિદ્ધ થાય છે અને ઉનામાં વસતા 'ઓઝા' કુટુંબના જ ભાવનગરના પ્રસિદ્ધ ગૌરીશંકર ઉદયશંકર દિવાન હતા, એમ તેમનું જીવનવૃત્તાન્ત લખનાર શ્રી કૌશિક રામભાઇ વંશાવળિ ઉપરથી નિવેદન કરે છે

શામળદાસની વય બાર, તેર વર્ષની થઇ તે સમયે તેમના વિવાહનો સવાલ ઉપસ્થિત થાય છે, અને તેને ઉદ્દેશીને જ નરસિંહ મહેતાનાં વચન–

કદાચ તેજ પ્રસંગે તેણે આનંદનગર (વડનગર)નો નાશ કર્યો હશે, ત્યાંના નાગરો તે સમયે ત્યાંથી નાસીને જુનાગઢમાં આવ્યા હોય, અને તે પ્રસ્તુત લેખની શિલાને સાથે લાવીને 'ભૂતનાથ' મહાદેવના મંદિરમાં રાખી હોય એમ સ્પષ્ટ અનુમાન થઇ શકે છે"*

પ્રિય સજ્જન વાચનાર! શામળદાસના વિવાહના પ્રસંગને અને બહુ લખાવ્યો, એ દોષ જરૂર તું આપીશ, પણ જે વિવાહમાં શ્રી કૃષ્ણચંદ્ર જાનૈયા થવાના તે વિવાહની તૈયારી થવાની એટલે જ આટલી વિગતમાં અમારે તને લઈ જવો પડયો છે હવે અમે નરસિંહ મહેતાના જ શબ્દોમાં શામળદાસના વિવાહનું નિવેદન કરવા રજા લઈએ છીએ

"મદન મહેતો વડનગરમાં રહે અધિપતિ રાયનો કહાવે નામી
નાતના અવર જે કોટિ આવી મળે, સાથ સામો ઉભો માન આપી
ઘેર તેને એક નારી છે પતિવ્રતા આગન્યા સ્વામીની નિત્ય પાળે,
ધર્માચાર વેવાર ને ધરમમાં નિરત રહે, નાગરી*નાતની રીત ચાલે,
એક સુતા તેને વલ્લભ અતિ ઘણું નિત્ય પ્રત્યે જોવતી મદુર મીટ,
આઠ વરસ તવ વહી ગયા બાળાને, રૂપ કન્યા તણું નો તે દીઠ,
માતને તેડીઆ દીક્ષિત ગોરને, સાંભળો સ્વામી એક વાત મારી
કન્યા સમય વહી જાય પુત્રી તણો, ખોળી લાવો વર જોગ નારી
નગર માંયે નથી જોગ કન્યા તણો, જુનાગઢ તમે જાઓ ચાલી
૧ ૨ ૩ ૪
જોર પિતા વચ્ચે ભેદ નવ આણીયે, મન વસે મરી કરજો તેને.
કીધા વિદાય તહાં દીક્ષિત ગોરને, ચાલીયા શીઘ્ર તે "ઘર" આવ્યા.
નાગરી નાતના સરવ આવી મળ્યા, નરસૈંયાને મન ભલા રે ભાવ્યા"

* 'કાઠિયાવાડનું વડનગર—લેખક શ્રી માનશંકર પિતાંબરદાસ મહેતા (ગુજરાતી પ્રેસ)—આ નાના પુસ્તકમાં વિગત બહુ સુરચિત આપી છે જેનો ઉડતો ખ્યાલ માત્ર આ 'સ્મરણો' કરાવતા અમે આપીને પ્રિય સજ્જન વાચનારને જરા લખાણ કરાવ્યું છે

મદન મહેતાનો ગોર જુનાગઢ આવી પહોંચે છે: અને વર, ઘરની પસંદગી કરવાની ગડભાંજ કરે છે, પણ જોવામાં શું આવે છે?

"ધનવંત તારાં કુલાચાર દેખે નહિં, નિરંધન તે કુલવંત કહાવે,"

પરાપૂર્વથી ચાલતી આવતી કુદરતની કારીગીરી આવી જ, અને તેનું જ પ્રદર્શન ગોર મહારાજ પાસે રજૂ થાય છે. નાગરોનાં ગોર મહારાજને કોઇ 'વર-ઘર' પસંદ પડતા નથી, એટલે ગોર મહારાજને 'ભેખડે ભરાવીએ' એવું જ વલણ થાય, તેમાં પ્રિય સજ્જન! ત્હારે આશ્ચર્યચકિત થવાનું કારણ ન હોય! અને તે સમયે સર્વેનું નિશાન નો 'નરસૈયો' જ; સર્જનહારની માયાજાળ તેનું ચિત્ર આવું જ! જાણ્યા છતાં રહે અજાણ્યા તે આમ જ! જો તેમ ન બને તો જગત નિયંતાનું આ સંસારનું ચલચિત્ર સતત ચાલતું કેમ રહે? માટે જ 'भ्रामयन् सर्व भूतानि, यंत्रारुढानि मायया।' સંભારી રાખવા જેવું છે. ગોરમહારાજ 'વૈષ્ણવ જન' નાં દર્શન કરી કૃતાર્થ થાય છે. ઇશ્વરી ચમકના દર્શન ગોર મહારાજને 'વર-ઘર' સર્વમાં જ થાય છે, અને પછી 'વેવાઇ' મદન મહેતાના કરવા તો નરસિંહ મહેતાને જ, એમ નિર્ણય પર આવે છે. નરસિંહ મહેતાને આવાગમનનું ગોર મહારાજે કારણ સમજાવ્યું. નરસિંહ મહેતા તો ઉદાસી હતા; કરનાર તો નરસૈયાનો સ્વામી જ, અને જગતનો સૂત્રધાર જ્યાં વ્યવસ્થાપક, ત્યાં ખામી પણ શી રહે! નરસિંહ મહેતાના જ પદમાં જોઇએ–

"સુતને તેડાવીઓ, આવી ઉભો રહ્યો,
વદનની કાંતિ તે અધિક શોભે,
દીસે વિચક્ષણ સામુદ્રિક લક્ષણ,
જોઇ દીક્ષિત તણું મન લોભે
"ધન્ય મહેતા તમે કુળ પાવન કર્યું,
નાગરી નાતમાં રાખ્યું હેતું;

મ્હારું ને ત્હારુંમાં જગત બૂડી રહ્યું,
' હરિ વિના વાત તે સર્વ ફીકું. "

* * *

મદન મહેતો વડનગર મહીં વસે,
વજીર છે રાયના સુણો રે વાત;
પુત્રી તેની ઘણી રતન છે સુંદર,
તેને વિવાહ તણી ઊઠી ખાંત.
જોષ કન્યા વર દૃષ્ટિમાં બેસીયો,
શ્રીફળ આપીશું આજ તમને;
મહેતાજી 'હા' ભણો આજ દીન શુભ ઘણો,
મુખ મીઠું કરાવોની અમને.
સુણી ગદ્‌ગદ કંઠ થયો નરસૈંયો,
પાળવું વચન જે દીધું રામા;
ઘર બેઠે જોની વરનાં માગાં કરે,
પૂરશે કોડ તે વચન શામા. '

( ન. કા. સં. પૃ. ૭૯–૮૦ )

પછી નરસિંહ મહેતાને ગોર મહારાજની દરખાસ્ત સ્વીકારવી જ પડે.

" વસ્ત્ર આસન કીધું મહેતાજીએ, અમને મોટા તો આજ કીધા.
નરસૈંયો મનમાં હરખ પામી રહ્યો, ફોફળ પાન વ્હેંચીને દીધા."

આવા પ્રસંગે પહેલું તાત્કાલિક શુભ કાર્ય તે 'ફોફળ દક્ષણા' જ હોય, પણ અમને લાગે છે કે થોડાં વર્ષ પછી 'ફોફળ દક્ષણા' નો અર્થ, અથવા તો એ શી ચીજ છે તે, ગુજરાતી શબ્દ-કોષમાં યુવાન–યુવતીઓને શોધવા પડશે, અને શોધ્યા-છતાં તે શબ્દ સાથે જોડાયેલ સૂક્ષ્મ માંગલિક વાતાવરણ, આશિર્વચન, પવિત્ર આંદોલન, અને 'જીવન–કલહ'મા ઉત્તેજક સંયોગની વિજળીક અસર, તેનો

ખ્યાલ તો સ્વપ્નમાં પણ આવવો કઠિન ! આપણે ઇચ્છીએ કે 'ગયી સો ગયી અબ રાખ રહીકો' માં ઊંડી 'આર્મિક શિક્ષા' વાંચીએ, અને ઉપરોક્ત પ્રસંગ ઉપસ્થિત ન થાય, એમ દેશકાળ રચાય !

ગોર મહારાજ વડનગર પહોંચી ગયા. મદન મહેતાને શુભ સમાચાર આપ્યા. નરસિંહ મહેતા જેવા ભક્ત સાથે સ્નેહ–સંબંધથી જોડાયા તે અહોભાગ્ય ! એવું અભિનંદન પણ આપ્યું પણ પહેલે પહેલે તો મદન મહેતા અને તેનાં પત્નીને આ વાત પસંદ ન પડી. સૌજન્ય અને સાધુતાની પિછાન અને કિંમત કોઇને આપમેળે થઈ છે ? વિવાહ ફેક કરવાની વાત ચાલી. તે સમયના "બ્રાહ્મણ–ગોર" કર્મકાંડનું હાલતું ચાલતું 'પ્રદર્શન,' નિઃસ્વાર્થતાની 'મૂર્તિ', યજમાનનું અનસર્વદા કલ્યાણ સાધનાર, કુટુંબનો 'પરમ હિતૈષી' **'राजद्वारे स्मशाने च यस्तिष्ठति स बांधवः** । અક્ષરશઃ પાલન કરનાર, પછી તેનાં વચન અને તેની યોજના ફેરે જ કેમ ? એવી પ્રથા આવા જમાનાઓની ગૂંથણી હશે 'Division of labour and distribution of peace and prosperity" જેને કહીએ તે દિવસો નાગર–સમાજના હશે. તેને તો હવે 'હશે' એ ક્રિયાપદથી જ પરિણુત આપણે જોવાના રહ્યા છે, '**તેહિનો દિવસાઃ ગતાઃ**।' એજ વાક્યમાં જો કોઇને એવાં જૂનાં સંસ્મરણો હોય, તો આશ્વાસન લેવાનું છે. નરસિંહ મહેતાના આલેખનમાં જોઇએ કે મદન મહેતા શા નિર્ણય પર આવે છે ?

'વાત કહેતાં નરનારી ધરણી ઢળ્યાં, સાંભળી ચટકો ચિત્ત લાગ્યો,
કાં રે દૈવ દુઃખ અમને કર્યું, ગોર બાબાપ થઈ કીધો દાગો;
લોક માંહે હવે થાશે હસારથ, નાગરી નાતમાં થાશે રે મહેણું,
રંક પામે કેમ રાયજી બેસશે, કોડી સાટે થયું રતન વેણું;
સ્વામી સુણો એક વિનતી મુજ તણી, નારી નયણાં ભરી એમ બોલી,
દીક્ષિત મોકલી ફેક વિવાહ કરો, આપણું રતન તે ચુંજા તોળી.

*         *         *         *

દીક્ષિત મનમાં રોષ ભર્યા વદે, લવલવાટ કરો તો હું ફાંસું,
મેળવ્યો વિવાહ તાહાંના સરવે કહી, ફરી કહેતાં હવે થાય હાંસું;
મહેતી વિવાહ ને મુન બેસી રહો, કીધો વિવાહ હવે કેમ ફોક થાશે,
વાત સાચી કહુ મિથ્યા હું નવ લહું, ગોર દીક્ષિત તણા પ્રાણ જાશે;
શિવની કૃપા થકી વૈકુંઠ ભાળીયું, હરજીએ મસ્તક હાથ મેલ્યો,
દુર્જન લોક તે તેની નિંદા કરે, કોટિ ડહાપણ છે નથી ઘેલો;
નરસૈંયાને સમતોલ કોઈ છે નહિ, નાગરી નાતમાં જોતાં જોડે,
મદન મહેતો પણ કોણ તાંહાં બાપડો, એહ સરખા પણ નાવે જોડે
(ન. કા. સં પૃ. ૮૧)

'નરસૈંયાને સમતોલ કોઈ છે નહીં,........મદન મહેતો તાંહાં કોણ બાપડો' આ શબ્દો ગોર મહારાજ જ કહી શકે. દુનિયામા ખરું કહેનાર, ખરું હિત બતાવનાર, અને જીવનના અટાકટીના પ્રસંગે શાંતચિત્તે જવા પડેલાને પથે ચઢાવનારની જ ખોટ જે તે કાળમાં માલુમ પડી છે. મદન મહેતા અને તેમના પત્નીનો ખ્યાલ નરસિંહ મહેતાને માટે કેવો હતો, અને ગોર મહારાજ તેમને કેવા આલેખે છે, તે પરથી આપણે કદાચ સમજી શકીએ કે, નાગરોને તે કાળમાં, ધન, સત્તા, અધિકારના માપથી જ 'મનુષ્ય જીવન' ની સફળતાની આંકણી હતી, અને તે એટલે સુધી કે નરસિંહ મહેતા જેવા સાધુતાની મૂર્તિને પણ ભગવાન પાસે યાચના કરવાનો પ્રસંગ લેવો પડયો—

"નિર્ધન ને વળી નાત નાગરી, હરિ ન આપીશ અવતાર રે."

પાંચસો વર્ષ વહી ગયા છે, નાગરોએ જ્યારે સ્વસ્થ ચિત્તે 'ઉન્નતિની પગથીઓ' રચવાની હજી શરુઆત કરવા માંડી છે, ત્યારે પણ આટલું વિચારવાનું છે કે જીગરજાનથી આત્મ-પરીક્ષા કરતા, આપણે એમ કહી શકીએ એમ છીએ કે, શું આપણે નરસિંહ મહેતાના કાળથી ઘણું જ આગળ વધી ગયા છીએ કે ? અસ્તુ !!!

આ પ્રશ્ન, પ્રિય સજ્જન મિત્ર ! યુવાનો અને ઉન્નતિપ્રેરક આંદોલન જે આજ આપણને આગળને આગળ ધપાવવા પ્રેરી રહ્યાં છે, તેઓની પાસે જેમનાં તેમ મૂકી, આપણે શામળદાસના લગ્ન મંડપની તૈયારીમાં પડેલા નરસૈંયાનાં દર્શન કરીએ.

સુભાગ્યે મદન મહેતાને કુલ-ગુરનાં વચનને આધીન થવું જ પડે છે. તેને શાંત ચિત્તે અને સ્થિર મતિએ વિચારતાં લાગે જ છે કે, "ભક્ત નરસૈંયા" પાસે હું ગરીબ જ છું. 'નિર્ધનનું ધન રામ' અને તે ખૂટે નહિ, કોઈ લુટે નહિ; તેવું ધન તો નરસૈંયાના નસીબ સાથે જડાયેલું છે; અને જીવનની મહત્તા, તે ધનના માપથી નહિ લેવાની જોઇએ. આ વાત, મદન મહેતાને જરા આકરાં પણ હિતાર્થ વચન જે દીક્ષિત ગોરે કહ્યાં તે ઉપરથી દીવા જેવી સ્પષ્ટ, આગળ તરી આવી—

"દીક્ષિત ગોરને શીશ નમાવીયું,
તમે કીધું તે અમે શીશ લીધું;
અમ તણાં ભાગ્ય જે સારો સગો મળ્યો,
વૈષ્ણવનો હવે સંગ થાશે;
જનમનાં કોટિ સંચિત પાતક હરી,
ભગતને ભેટતાં દુર થાશે."

મદન મહેતાએ તુરતજ લગ્નની તૈયારી આદરી, અને જુનાગઢ નરસિંહ મહેતાને કુમકુમ પત્રિકા મોકલી—

× × ×

"હરિ તણા જન તે છે સદા નિર્મળા અડસઠ તિરથ કેમ જોડ આણું,
પરમ પૂજ્યા જોગ છો જગતમાં, ધન્ય મમ ભાગ્ય જે પૂજ્ય કહાવો;

× × ×

નાથ વિધાતરાએ તમ શું સગપણ કર્યું, ત્યારનો મનમાં મહદ્ રાચું;

× × ×

વૈશાખ શુદ દિન શુભ છે પંચમી, વાર ગુરૂ લગ્ન નિરધાર કીધું;
વાંચી કંકોતરી, કુટુંબ તેડી કરી, મહેતાએ વિપ્રને માન દીધું."

[નરસિંહ મહેતા]

. વિવાહ સમારંભની ચિંતા તો આદર્શ ગૃહિણી માણેક મહેતીને. એટલે,તેણે, તુરતજ પતિને તૈયારીમાં રહેવાની ચેતવણી આપવી જ પડે....

"મહેતાજી પ્રત્યે તવ બોલીયાં કામની,
વિવાહ આવ્યો હવે દિવસ થોડે;
ઘરની માંહે હું તો કાંઈ દેખું નહિ,
આવે સગાં રહ્યાં મુખ મોડે."

નરસિંહ મહેતાનો જવાબ તો શ્રી. અનંતપ્રસાદભાઈ લખે છે તેવો જ. 'ત્રેવડ ત્રિકમને,' અને માણેક મહેતીને ભક્ત–પતિના વચન પર વિશ્વાસ, પણ માનુષી દૌર્બલ્યની પ્રબળતા કોને ચકવતી નથી? પણ નરસિંહ મહેતાને તો 'सर्वधर्मान् परित्यज्य मामेकं शरणंव्रज'નો પ્રવેશો પછી પ્રવેશોનો સાક્ષાત્કાર: તેને વિશ્વાસ વિશ્વંભરનો–

" રાખ વિશ્વાસ તું મન વિષે તારૂણી,
જાઉં દ્વારીકાં કૃષ્ણ પાસે."

નરસિંહ મહેતાએ તો પહેલી જ કૃષ્ણચંદ્રના રાજ–ભવનની મુલાકાત સમયે બંધન કરી લીધું હતું. ... ... ... ... ... ....

÷ 'જીવનના પ્રસંગો'ને અંગે 'શામળદાસનો વિવાહ,' 'હારમાળા' આ પ્રસંગોનાં નરસિંહ મહેતાનાં પદો અખંડ સુગ્રથિત છે. 'મામેરૂં' અને 'હુંડી' નરસિંહ મહેતાનાં પોતાનાં જ પદો હજી અખંડ સુગ્રથિત પ્રગટ થયેલ નથી, એમ અમારી જાણમાં છે. તેમ શ્રાદ્ધના પ્રસંગને અંગે પણ પોતાનાં પદ મળ્યાં નથી.

"હેત શું રુક્મણી બોલીયા મુજ ભણી, ગુપ્ત વાત હું કહું રે તમને,
પુત્રનું પગરણ કરી તેડજો સંગ હરી, કૌતુક જોવા તણી હોંશ અમને"

—અને નરસિંહ મહેતાએ પણ દ્વારકા પહોંચી એજ વચનોનું સ્મરણ કરાવ્યું—

"દાસના પુત્રનું પગરણ આવીયું, વિવાહ કીધો વડનગર માંહે,
આવી કંકોતરી નાતને નહોતરી, દિવસ થોડા રહ્યા જાનું ત્યાંહે,
વચન આપ્યું કમલાપતિ મુજને, તે હરિ અવસર આજ પાળો,
લક્ષ્મીજી સહિત ત્યાં નાથ પધારીએ, દામ નરસૈંયાની સાથ ચાલો."

નરસિંહ મહેતાએ પુત્રના વિવાહની સર્વ તૈયારી શ્રીકૃષ્ણને સોંપી દીધી, પછી તેની સાધનસામગ્રીની શી ગણના થાય? અને ભગવાનનો તો કોલજ આ છે—

"ભક્તને કષ્ટ તે અમારે કષ્ટ છે,
સંત જાએ તહાં અમારે જાનું."

નરસિંહ મહેતાને મદદ કરવા ચાર દેવી-સેનાઓ મૂકી દીધા, અને દ્વારકાથી તુરતાતુરત સર્વ મંડળી જુનાગઢ પહોંચી અને લગ્ન સમારંભ મોટા રાજવી ઠાઠમાઠથી થવા લાગ્યો તે તો નરસિંહ મહેતાના વચનોથી જ પ્રમાણીએ—

"સ્વજન કુટુંબને નાત તેડી સહુ, મંડપ રચનાના ઠાઠ માંડ્યા,
ચંદરવા વિવિધ પ્રકારના શોભતા, લળકતા તો ઘણું બહાર બાંધ્યા,
ગાલિચા, જાજમ, તકિયા રાકલાદના, મંડપ સુગંધના બહેક છાજે,
માનુની મંગળ ગાય ટોળે મળી, વાજીંત્રના નાદ બહુ ઘોર ગાજે,
કંસાર, ખાજા જલેબી ને ઘેબર, વિવિધ પ્રકાર પકવાન કીધાં,
સેવૈયા, મોતૈયા, દાનીયા, લાડુવા, ભાવતા ઘૃત ને ખાંડ દીધા,
મિષ્ટાન્ન ભોજન કુટુંબ સાર કરે, પુરિજન લોક આશ્ચર્ય થાય,
જે જોઈએ તે સર્વ લાવી દીયે, જેને શિરછત્ર વૈકુંઠરાય,

કાલ સ્વામિ છે મહાશાંતિક દિન, ચોથે દિને સજ થાશે રે જાન.
નાત મહાજનને ઘેર તેડાં કરો, પ્રણિપતથી તે બહુ દેઈને માન;
વણિક વહેવારિયા, સીમ ગરાસીયા. જાને ચાલ્યાની છે સૌને ખાંત.
વસ્ત્ર વાહન જેને જોઈએ તે મળે, નરસૈંયો સમરે શ્રી લક્ષ્મીકાંત."

( ન. કા. સં. પૃ. ૮૬ )

"કેસર અગર સુગંધનાં છાંટણાં, મંડપ રચના કહી નવ જાય,
નગરનું લોક તે સજ થયું જાનમાં, કોણ નરનારીને રંક રાય;
અશ્વ સુખપાલ ને રથ મંગળપુરી, વસ્ત્ર વાસણ લઈ ગાડે ભરીયાં,
સુખડી મેવા પકવાન વિધવિધ તણાં. ડેરા તંબુ કનાત તરીયા;
સુગંધ તિલક કરી વરજી નવરાવીયા, વિવિધ આભુષણ અંગ કીધાં,
તેજી બલો ને ઘુઘરા ઘમઘમે, શ્રીફળ લઈને હાથ દીધાં;
શ્રી લક્ષ્મીનાથને ચરણે જઈ નમ્યો, આજ્ઞા માગી તે અશ્વ બેઠો.
શીશ નમાવીયું તાત નરસૈંયાને, સ્વજન કુટુંબને નમ્યો રે હેતે."

( ન. કા. સં. પૃ. ૮૬–૮૭ )

જાન ચાલવાની સર્વ તૈયારી થઈ રહી. નરસિંહ મહેતા શ્રી કૃષ્ણચંદ્રની વાટ જોઈ રહ્યા છે. પણ દરેક પ્રસંગે બન્યું છે તેમ, નરસિંહ મહેતાનાં ભજન સાંભળ્યા વિના, કેદારાના સૂર વૈકુંઠમાં પહોંચ્યા વિના, ભગવાન પ્રગટ થાય જ નહિ; પણ નરસિંહ મહેતા વળી ક્યાં ભગવાનને છોડે તેમ હતા ?

× × ×

"તવ હરિ ધાઈ સજ્જ થઈ ઉઠીયા, દારુક દારુક વદન વાણી,
ચાલ ચતુરાં સુખ ચતુર્ભુજ એમ કહે, રૂપ ધરે દાસ તે દેહેવું જાણી;
કનક જડિત મણી રથ આગળ કર્યો અશ્વ જોડી હરિ પાસે લાવે.
રૂકમણી સહિત પધારીયા શ્રી હરિ, મુનિવર જોગીને ધ્યાન નાવે;
અંતરિક્ષ માર્ગે પલકમાં પરવર્યા, રથ તણી ગર્જના સર્વે જાણી,
અવર બીજું કોઈ દૃષ્ટે દેખે નહીં, નરસૈંયો નિરખે સારંગપાણિ."

જાન વડનગર પહોંચી, મદન મહેતાએ મોટા ઠાઠમાઠથી સામૈયું કર્યું......

"આવી પહોંચ્યા ત્યાંહાં જાન શોભે જહાં,
મદન મહેતા મનમાં રે હરખ્યા;
ધાઇ ચર્ણે નમ્યા વેવાઇ મન ગમ્યા,
નરસિંહ મહેતો દીઠા સિદ્ધ સરખા."

મદન મહેતાએ સર્વ પ્રકારે સર્વનું સ્વાગત કર્યું અને લગ્ન વિધિ સર્વ પ્રકારે નિર્વિઘ્ને થઇ ગઈ.

"આજ લગન તણો દિવસ સોહામણો,
મંડપમાં માનુની ગીત ગાયે;
મદન મહેતો ગૃહશાંતિકે બેસીયા,
મહેતીને મન આનંદ થાયે.

x x x

વરઘોડા વેળા વરને થઇ તે સમે,
નાત મહાજન સહુ લીધા સાથે,
અસ્ત ઘડી દશ ઉદીયાત દિનકર ક્રમે,
જોશી ઘડી માંડી તેની જ હાથે.
આજ્ઞા લીધી મેં લક્ષ્મીના નાથની,
ગદગદ કંઠે હું ઉભો ત્યાંહે;
પ્રેમ ભરાણો હું ને બોલી તે નવ શકું.
હાથ સાહી મારો લીધો રદીયા માંહે.
હું તારા પ્રેમને વશ થયો નાગરા,
વૈકુંઠમાં નથી તોલ તારે,

ભક્તને કષ્ટ તે મુજને કષ્ટ છે,
તું અમોલક નહીં કોઈ મારે."

(ન. કા. સં)

ભરતમેળાપ સમયનું નરસિંહ મહેતાનું વર્ણન 'દિવ્ય-દર્શન' જ કરાવે છે. પણ પ્રિય સજ્જન ! અમે 'સ્મરણો' જ તારી પાસે રજૂ રાખીએ, એટલે નરસિંહ મહેતાનાં પદોની સુરંગી રચના. જ્યાં ત્યાં ગુજરાતી પ્રેસના નરસિંહ મહેતા કૃત કાવ્યસંગ્રહમાંજ તું વાંચી સ્વયં ગુંજનના આનંદની લહાણુ આ શામળદાસનાં લગ્ન સંબંધની લેજે. અમે તો તને જાનમાં પાછા જુનાગઢ પહોંચાડી દઇએ—

"સહસ્ર પાંચ મશાલ 'ઉજ્વળ કરી
ગાજતે વાજતે જાન ચાલી,
નગરના લોક તે ટોળે મળ્યા
નિરખે છે વરજીને મીટ ઘાલી,
માનુની હરખથી ગાય ટોળે મળી
સરવેને શ્રીફળ પાન દીધાં,
વરજીને પોંખીને ઘરમાં પધરાવીયા
શ્રી લક્ષ્મીનાથનાં નામ લીધાં,
અંતરિક્ષ માર્ગે અંતરજામી વળ્યા
નરસૈંયો રહ્યો, તે પાણુ જોરે,
સેવક ચાર વળાવીયા, હેત શું
પૂરી રહ્યા દાસના કોડ કોડે."

[ ૬ ]

## " નરસિંહ મહેતાના પિતાનું શ્રાદ્ધ "

" પંદર સૈકા પૂરા રે, ચોથા વરસમાં હોજી (૧૫૦૪)
કાર્તક સુદી સાતમે આવ્યા અવિનાશ,
શ્રાધ્ધ પ્રભુ સારે રે, શૂરવીરનું જુઓ હોજી
જટાયુનું સાર્યું રામે જેમ,
દામોદર મહેતાનું રે, પ્રભુ પોતે સારતા હોજી
ત્રિકમજી પોતાનાં તારે તેમ. "

( મીઠો કવિ-જંગમતીર્થ
ગુ. દી. અં. ૪-૧૧-૩૪ )

નરસિંહ મહેતાના ગૃહસ્થ-જીવનના શુભ પ્રસંગો પ્રભુકૃપાથી ઉકલી ગયા; તેમનું ભજન-કીર્તન અખંડ ચાલ્યા જ કરે, વચ્ચે વચ્ચે મંડપ-મેળાના સંત સમાગમો થયાં જાય. સર્જનહારની લીલા અજબ છે. શામળદાસના લગ્ન પછી ઘણી ટૂંકી મુદતમાં જ શામળદાસનો સ્વર્ગવાસ થાય છે. નરસિંહ મહેતાના જીવનમાં તો ભગવદ્ વચનોનો જ સાક્ષાત્કાર-

" यो न हृष्यति न द्वेष्टि, न शोचति न कांक्षति ।
शुभाशुभ परित्यागी, भक्तिमान्यः स मे प्रियः ॥ "

( ભ. ગી. અ. ૧૨-૧૭ )

પોતાનું પણ વચન ' કરમાયા ભોગ દેહે ભોગવે છૂટકો ' ' જે ગમ્યું જગદ્ગુરૂ, દેવ જગદીશને, તે તણો ખરખરો ફોક કરવો, ' એમાં જ આશ્વાસન, શાંતિ સમાધાની. નરસિંહ મહેતા જેવા 'જંગમ-તીર્થ' ની જેને મીઠો કવિ ઉપમા આપે તેવા સાધુ મહાત્માનો પુત્ર, જેના લગ્નમા શ્રીકૃષ્ણચંદ્ર અને રૂકમણી જાનૈયાં તેનો લગ્ન પછી બે વર્ષમાં જ સ્વર્ગવાસ, એ અતિ કરૂણ પ્રસંગ છે. નાગરી

નાન પણ કળકળી ઉઠી હોય, અને નરસિંહ મહેતાનાં અનેક સ્નેહી ભક્તજનોને પણ બહુ દુઃખ થયું હોય, એમાં શું નવાઇ ? મહેતાજીનાં વચન તો આ પ્રમાણે જ સર્વનાં સમાધાન માટે—

"પત્ની ને પુત્ર બે મરણું પામીયાં
નગરના લોક કરે રૂદન,
અવધ જેની થઇ તેહ જાયે સહી
શેશ નહિ શોક કરતું મન."

(મામેરું, ન. કા. સં. પરિ. પૃ. ૪૮)

અને પરંપરાથી મહાન ભાગ્યશાળી ગણીએ એવા ભલા ભલા ભૂપતિઓ અને રાણીઓ પણ સુખદુઃખમાં રગડાયાં છે, તેનો ખ્યાલ આપતું પદ જમાનાઓને આશ્વાસન લઇ ધારણા રાખવા ગાયું છે—

"સુખદુઃખ મનમાં ન આણીએ, ઘટ સાથે રે ઘડીયાં;
ટાળ્યા તે કોઇનાં નવ ટળે, રઘુનાથનાં જડીયાં."

તેમને પોતાને તો—

"સુખસંસારી મિથ્યા કરી માનજો,
કૃષ્ણ વિના બીજું સર્વ કાચું;
જુગલ કર જોડી નરસૈંયો એમ કહે,
જન્મ પ્રતિજન્મ હરિને જ જાચું."

......આવા તત્ત્વજ્ઞાનમાં સમાધાન જ હતું. તેમની તો ભજનસમાધિ અખંડ ચાલતી જ રહી. 'શ્રાદ્ધનો પ્રસંગ' એ પણ નરસિંહ મહેતાના જીવનનું મોટું 'સંભારણું' ગુજરાતે ગણ્યું છે; અને જૂના કવિઓએ તે વિધવિધ રીતે વર્ણવી અમર કર્યું છે. નરસિંહ મહેતાના આ અપ્રતિમ જીવન-પ્રસંગો હિંદભરમાં 'અમર સંભારણાં' તરીકે જુદી જુદી માં પણ ગવાય છે એમ કહી શકીએ છીએ. અમે પોતે પોતાં

વર્ષ પહેલાં 'નરસિંહ ચોરા'માં મારવાડના યાત્રાળુઓને 'નરછીયો, નરછીયો' એમ ઉલ્લાસથી દર્શન કરતાં કરતાં કેવળ મારવાડી ભાષામાં 'હૂંડી'નો પ્રસંગ ગાતાં સાંભળ્યાં છે. અને **'નરસિંહ મહેતા કૃત કાવ્યસંગ્રહ'**નાં 'પરિશિષ્ટ' વાંચતાં પણ જરા બારીકાઈથી અભ્યાસી જોશે તો કંઇ કંઈ પ્રાંતિક સ્વરૂપ ભાષાના અંગે તેને પ્રત્યક્ષ થશે જ.

શ્રાદ્ધના પ્રસંગની વાત બહુ ટૂંકી છે. વિગત એમ રજૂ કરી શકાય કે, ઘણુંખરું શ્રાદ્ધ મોટાભાઈને ત્યાં થાય; પણ આ ચોક્કસ પ્રસંગના ઘટના થવી નિર્મિત હશે, એટલે નરસિંહ મહેતાએ તે વર્ષમાં શ્રાદ્ધ કરવાનું પોતાને ત્યાં ઠરાવ્યું. આંહી આટલો ખુલાસો કરવાની આવશ્યકતા છે કે, આ શ્રાદ્ધ—સંવત્સરીને અંગે 'શ્રાદ્ધ' હતું. જૂના કાળમાં 'સંવત્સરી' એટલે 'મરણતિથિ.' આવી રીતે વિધિ-પૂર્વક 'શ્રાદ્ધ' સારીને ઉજવાતી. ભાદ્રપદ વદનું આખું પખવાડિયું 'શ્રાધ્ધ' (શરાધીયાં) તરીકે હાલ વધારે જાણીતું છે. આ એક 'પિતૃ પૂજન'નું સ્વરૂપ*છે, તે મહદ્દય વાંચનારને સુવિદિત છે, એટલે હવે આપણે તો નરસિંહ મહેતાના પિતાના શ્રાધ્ધ સારવા નરસૈંયાના સ્વામીને કેમ હાજર થવું પડયું તેજ જાણી લઈએ.

'શ્રાદ્ધ'ની તૈયારી માણેક મહેતીએ સર્વ કરી. સગાં સ્નેહીજનોને આમંત્રણ પણ થઈ ગયાં, અને નરસિંહ મહેતા બજારમાં માત્ર ઘી લેવા ચાલ્યા. કોઈ સહૃદયી વેપારીને ત્યાં ગયા. વેપારી 'રામનામ'નો વેપાર પણ અવકાશે કરતો હશે, ત્યારેજ તેણે મહેતાજીનું સ્વાગત કર્યું અને સંતસમાગમનો એકમાત્ર લાભ લઈ લેવાનું તેને આકર્ષણ થયું. નરસિંહ મહેતાની ભજન-સમાધિ સધાઈ. રામકૃષ્ણ પરમહંસનાં જીવનવૃત્તાંતમાં એક ઘટના એવી બનેલી તેનો ઉલ્લેખ છે. અને તેજ તત્ત્વનું દર્શન, મહેતાજીની 'ભજન સમાધિ' કહો કે 'ભક્તિયોગ' કહો તેમાં, આપણે પ્રત્યક્ષ કરી શકીએ છીએ. રામકૃષ્ણ પરમહંસને તે સમયના પ્રખ્યાત નાટકકાર, આગ્રહપૂર્વક 'ચૈતન્ય'નો નાટ્ય પ્રયોગ

જોવા લઇ ગયેલા. રંગભૂમિ પર ચૈતન્યની ભક્તિ, ભાવવાહી સંગીત, અને નૃત્યકીર્તન નિરખતાં રામકૃષ્ણ પરમહંસને 'સમાધિ' લાગી ગઇ. નાટયપ્રયોગ પૂરો થયો ત્યાંસુધી તે પરમ આનંદ-પ્રદ અવસ્થામાંથી જાગૃત થયા નહિ, અને તેમને ઉપાડી ગાડીમાં તેમના 'દક્ષિણેશ્વર'ના મંદિરમાં લઇ આવ્યા, ત્યાંસુધી તેજ અવસ્થા રહી. પ્રિય સજ્જન વાંચનાર! નરસિંહ મહેતાનો ભજન-યોગ-પણ આવોજ. શ્રાદ્ધનો સમય થઇ ગયો. આમંત્રિત મંડળી આવી પહોંચી; પણ નરસિંહ મહેતાનાં દર્શન દુર્લભ. માણેક મહેતીની મુશ્કેલી ને મૂંઝવણની કલ્પના જ કરવી ઘટે. ગુજરાતના કવિ પ્રેમાનંદે આ પ્રસંગને બહુ રસિક બનાવ્યો છે, અને બીજા પણ જૂના કવિઓએ કંઇ કંઇ રંગ પૂર્યા છે—

અમારે તો પ્રિય સજ્જન વાચનાર! શ્રાદ્ધની નોંધ તારી પાસે રજૂ રાખવાનો ઉદ્દેશ એજ કે, નરસિંહ મહેતાની પ્રેમ-ભક્તિના યોગનું દર્શન કરાવવી. શ્રી ભગવદ્ વચનની અનેકધા ઘટના 'નરસિંહ મહેતાના જીવન'મા થાય છે તેની ઝાંખી કરાવવી—

> अनन्या श्चिंतयंतो मां ये जनाः पर्युपासते ।
> तेषां नित्याभि युक्तानां योग क्षेमं वहाम्यहम् ॥"
>
> ( ભ. ગી. અ. ૯-૨૨ )

આ ભગવદ્ વચનનું દર્શન ભક્તજનને કરાવવાનો સંયોગ ઉપસ્થિત થયો; પછી શ્રી કૃષ્ણચંદ્ર પોતાનાં અમર વચન નરસૈંયા જેવા પરમ ભક્તને અંગે સિદ્ધ કરી બતાવે એમાં શું આશ્ચર્ય? ભગવાને પોતાના ભક્તનું સ્વરૂપ પ્રગટાવ્યું. આવા આવા પ્રસંગોમાં જ શ્રી ભગવદ્ વાક્યોનો સાક્ષાત્કાર થાય "**जन्म कर्म च मे दिव्यमेवं यो वेत्ति तत्त्वतः**" તે આમ જ. માણેક મહેતીને આશ્વાસન મળી ગયું સતી સાધ્વીની મૂંઝવણ ટળી, અને 'શ્રાદ્ધ' સરાયું. ભક્ત કવિ કહે છે

તેમ રામચંદ્ર મહારાજે જટાયુની સેવાની પિછાન શ્રાદ્ધ સારીને કરી હતી તેવું જ આ દૃષ્ટાંત છે. કૃષ્ણદામોદર–નરસિંહ મહેતાના પિતા–પરમ ભાગ્યશાળી, કે જેનું શ્રાદ્ધ કૃષ્ણ ભગવાન સારે! ભક્ત અને ભક્તિનું સામર્થ્ય આથી વધારે કોણ આલેખી શકે? સર્વ કામ સમાપ્ત થયું. છેક સંધ્યાકાળે નરસિંહ મહેતા ઘી લઇને આવી ગયા, અને જોયું કે 'ભીડ પડે ત્યાં આવે ધાય' એ ભીડ–ભંજન આવી પહોંચ્યો, અને અનંતપ્રસાદના શબ્દોમાં કહીએ તો 'સ્વજનની દાઝ ધરીને, હરિ લાજ વધારે, એ ઘટનાનું નરસિંહ મહેતાને દર્શન થયું જ.

卐

## [ ૭ ]

## "મામેરું"

"જાણ્યું નાથે, સાદ શ્રવણે સુણી, પ્રગટ થઇ પુત્રીને માન દીધું."

**(નરસિંહ મહેતા)**

"પંદરા ગોતર સાલે (૧૫૦૭) રે સીમંત કુંવરબાઇનું હોઇ,
ચૈતર શુદ તેરશનું થાય;
મામેરે પધાર્યા રે દોશી - દામોદર જુવો હોઇ,
કુંવરબાઇને આપેલ વેણ પળાય."

**( મીઠો કવિ )**

"નાગરી નાતે નામી નરસિંહ વૈષ્ણવ વીર વૈરાગી,
શીવજીને સેવી સંતોષી, શ્રીવર સેવ્યા જાગી;
શ્રમણા ભાગી બન્યા બડા બડ ભાગી,
x x x x
પરચા પૂરે— — —પ્રિયતમ પ્રેમ પુનિતે"

**( શ્રી. અનંતપ્રસાદભાઇ )**

સૃષ્ટિચક્રની નિયંત્રણામાં પ્રભુ પોતે પણ 'કાર્ય–કારણ'ના કર્મના કાયદાને આધીન થઈ રહે છે, એમ આપણને પુરાણોની ઘટના

પુરવાર કરી બતાવે છે; તો પછી મનુષ્ય-જીવન તો અદલાતાં બદલાતા પ્રવેશવાળું જ હોય તેમાં આશ્ચર્ય શું? નરસિંહ મહેતાના પ્રભુમય જીવનમાં પણ 'અકસ્માતો'ને તો અવકાશ ખરો જ; અને તેવી ઘટના, એ પણ પ્રભુની પાઠ ભણાવવાની રચના જ સમજીએ. શામળદાસનો સ્વર્ગવાસ થયો, અને ત્રણ વર્ષ પછી નરસિંહ મહેતાનાં સતી-સાધ્વી સહધર્મચારિણી માણેક મહેતી પણ સ્વર્ગે સંચર્યાં. મીઠા કવિની નોંધ છે કે–

"પંદરા ગોતર પાંચે (૧૫૦૫) રે, સરગે મહેતીજી સંચર્યાં હોજી,
ચૈતર મહિનો સમનવમીનો દન:
ગ્નાની મહેતાજીરે તોપણ શોક અંતરે હોજી,
વિઠલજી તો સંભળાવે બોધવચન."

જન્મજન્માંતરની સાથી, સહવાસી અને આત્મિક વિકાસની સાક્ષી, ઉપડી જાય તે સંતમહંતને પણ સહેવું કઠિન, તે ઉપરની મીઠા કવિની નોંધ પરથી સમજાય છે; અને આગળ જે ઉલ્લેખ કર્યો છે તેમાં જ નરસિંહ મહેતાને તો સમાધાન–

"પત્ની ને પુત્ર બે મરણ પામીયાં, નગરલોક કરે રૂદન;
અવધ જેની થઈ તેહ જાયે સહી, લેશ નહીં શોક કરતું મન."

અને ભવિષ્યનાં નર–નારીઓને સુખદુઃખના વમળમાં ગૂંચવાતાં સમાધાન–શાંતિ મળે તેવાં તત્ત્વજ્ઞાનનાં વચન નરસિંહ મહેતાનાં પોતાનાં જ, પછી તે સાધુ–મહાત્માને તો માયાની જાદુઈ અંધેરી ખસેડતાં શી વાર!

"જાગીને જોઉં તો જગત દીસે નહીં,
ઉંઘમાં અટપટા ભોગ ભાસે."

* * * *

અને વળી .

"દેહ તારી નથી, જો તું જુગતે કરી, રાખતા નવ રહે નિશ્ચે જાશે,
દેહ સબંધ તજે, નવનવા બહુ થશે, પુત્ર કલત્ર પરિવાર વહાશે"

આમ જ્ઞાન-ભક્તિના બળે નરસિંહ મહેતાનું તો જીવન અકસ્માતો વચ્ચે પણ એકધારૂં પ્રભુપરાયણ ચાલ્યું જ ચાલ્યું.

નરસિંહ મહેતાના 'દિવ્યાશ્રમ-માળા'માંથી 'એક દીન પંખીસે ઉડ જાના, એક દીન મિન્મિ મીન જાના' એ ઉક્તિ પ્રમાણે પંખીઓ ઉડી ચાલ્યાં પુત્રી કુંવરબાઈ તો ઉનામાં શ્વશુરગૃહે હતી નરસિંહ મહેતાની સર્વ સંભાળ કાળજી હવે પુત્ર-વધુ સુસેના (જુઠીબાઈ) ઉપર આવી પડી નરસિંહ મહેતાના પદોમાં ગૃહસંસાર સંબંધમાં પછીથી ખાસ માહિતી મળે એવો ઉલ્લેખ નથી મળતો, વિના કે 'મામેરૂં' અને 'હારપર્ણું'નો પ્રસંગ, અને પ્રિય સજ્જન વાચનાર! એમ આપણે જરૂર નિર્ણય ઉપર આવી શકીએ કે જે 'ચમત્કારિક હરી સહાયના પ્રસંગો' નરસિંહ મહેતાના જીવનમાં વર્ણાય છે, અને જે કંઇક જૂના કવિઓએ અમર રાખ્યા છે, તે સર્વ પ્રસંગોને અંગે નરસિંહ મહેતાએ પોતે પણ 'પદો-કાવ્યો'માં નોંધ જરૂર રાખી જ છે અગર જો મ્હનાર પ્રસંગોના પદો હજી પ્રાપ્ત થયા નથી નરસિંહ મહેતાએ 'જગત્-નિયતાની કૃપાનું માહાત્મ્ય' અને 'સદ્ગુણ' 'સત્પંથ અને સાધુતાના વિજય'ની નોંધ, જીવનકલહમાં મુંઝાતા માનવીઓને જીવન સફરના ઝગાડામાં ધીરજ ધારણા રહે એવા ઉદ્દેશથી જ પદો કાવ્યોમાં કરી ભવિષ્યના જમાનાઓને 'અમર વારસો' આપ્યો છે

કુંવરબાઈના શીમંતનો પ્રસંગ આવે છે કુંવરબાઈ તો જુના ગઢથી શ્વશુરગૃહે વિદાય થયેલી, તેથી ભાઈ, માતાના સ્વર્ગવાસના પણ સમાચાર જ તેને તો ઉને બેઠે સાંભળવા રહેલા—અને નાગરોની નરસિંહ મહેતા સંબંધી કંઈ કંઈ ગરમ મસાલા મિશ્રિત વાતો સાંભળવી જ

બિચારી નિર્દોષ પંખિણીના નસીબમાં હતી. સુભાગ્યે આ સીમંતના પ્રસંગે "કાળાં વાદળાં"ના ઘટાટોપમાં "વિજળીના ચમકાર"નાં દર્શન સરખી ઘટના નરસિંહ મહેતાની પુત્રી માટે ઘટાવી.

સીમંતનો પ્રસંગ પણ જૂના કાળમાં ધાર્મિક વિધિપૂર્વક ઉજવાતો. આજ જ્યારે ઇટાલિ અને જર્મની કે ફ્રાન્સ 'प्रजातंतु मा छेत्सि।' એ સૂત્રને એક કે બીજા સ્વરૂપમાં અવલંબી રહેવા માગે છે, ત્યારે અર્થશાસ્ત્ર અને એવા જ કંઇ દેશકાળના સંયોગના સંયોગ બીજી ખાસ "સંતતિ નિયમ"નું સૂત્ર આગળ ધરાવે છે. પ્રિય સજ્જન ! આપણે આ વાદાવાદમાં નહિ પડતાં, કુંવરબાઇના મામેરમાં ભાગ લેવા જુનાગઢથી જે ગાડામાં નરસિંહ મહેતા ભજન-મંડળી સાથે ઉપડયા તેજ ગાડામાં ઉને-દેલવાડે જઇ પહોંચીએ.

સીમંતના પ્રસંગની આમંત્રણ પત્રિકાઓ કુંવરબાઇના શ્વશુર શ્રીરંગ મહેતાએ સગાંસ્નેહીઓને મોકલી. નરસિંહ મહેતાને તે પત્રિકા મોકલવાનું પ્રથમ પહેલે શ્રીરંગ મહેતાએ એવા વિચારથી મુલતવી રાખેલું કે, તે સાધુ પુરૂષને વ્યવહાર ધર્મના આડંબરમાં ન પાડવા. કુંવરબાઇને તો એક જ વાંછના કે આ પ્રસંગ નિમિત્ત પોતાના પિતાનાં દર્શનનો લાભ મળે; અને તેવા હેતુથી ઘણી નમ્રતાપૂર્વક સાસુજીને આ સમાચાર પિતાને જરૂર પાઠવવા એવી આજીજી ગદ્ગદ કંઠે કરી. પણ ઉના-દેલવાડાના નાગરોમાં નરસિંહ મહેતા જેવા "સાધુડા," સગા તરીકે આવે તો અમે ઝાંખાં દેખાઇએ એ 'મગરૂરી' કે 'હોર્મસ્ય' જે કહો તે, સાસુજી અને અન્ય કુટુંબીજનોને કુંવરબાઇની નમ્ર માગણીનો સ્વીકાર કરવા દે કે? જરૂર નહિ જ પણ શ્રીરંગ મહેતા, કુંવરબાઇની મદદે આવ્યા; અને ખોખલા પંડયા સાથે નરસિંહ મહેતાને પણ આમંત્રણ પત્રિકા જુનાગઢ મોકલાઇ. કુંવરબાઇ રાજી રાજી થઇ ગયાં. જૂના સંસ્કાર "पितृदेवो भव, मातृदेवो भव।"

એ સાધુપુત્રીના લોહીમાં જ; તેને મન તો પિતાના દર્શનમાં જ સર્વ શુભ સમાયેલું હતું, અને જગન્નિયંતાની રચના પણ ' સ્વજન ' ને જગતના મેળાવડામાં ઉચો ને ઉચો રાખી. દૈવી સહાય અને શક્તિનું દર્શન વિધવિધ રીતે કરાવવાનો પ્રસંગ પ્રાપ્ત થતો હતો, એટલે ' જૂઠાં જખ મારશે ' એવી જ ઘટના ઘટી. શ્રીયુત્ ગોવર્ધનરામભાઈ પણ લખે છે કે–

" પ્રભુના ધર્યા ખેલ જન શું કરશે રે,
પ્રભુ પૂરે જેનું તેલ દીપ તેના બળશે રે."

ઓખલો પંડ્યો આમંત્રણ પત્રિકા લઈ જુનાગઢ પહોંચ્યો, અને નરસિંહ મહેતા 'ગૃહસ્થ છતે સાધુ થઇ રહેતા', તે પણ આ ગૃહસ્થ-ધર્મનું છેલ્લું ટાંકણું સાચવી લઈ, કુંવરબાઈને કૃતાર્થ કરવાની પ્રભુ પ્રેરણા થઇ જ. નરસિંહ મહેતાને ઉને પહોંચવાનું. આજના 'વિમાની' જમાનામાં 'ઉના કે જૂના' એ એક જ, એમ ઘડીભર પણ કહી શકીએ. પણ તે કાળમાં સાઠ ગાઉ પગ રસ્તે જવાનું, એટલે કંઇક ગડભાજ કરવી પડે; અને તેમા પણ નરસિંહ મહેતા જેવા ભક્તજનને તાત્કાલિક સાધનસામગ્રી સાધી પણ કોણ આપે? પણ ભજનમંડળીની મદદથી જવાની તૈયારી તો થઇ ગઇ. નરસિંહ મહેતાને પણ વ્યવહાર-ધર્મ મૂંઝવે તો ખરો ના? ત્યારે જ પ્રસંગોપાત આવા ઉદ્‌ગાર પણ નીકળે–

" પૂરું ના પડે નાથજી તમારી કૃપા વિના;
એક આણું ત્યારે અનેક ખૂટે."

નરસિંહ મહેતાનું તૈયાર થયેલું ' ગાડું ' કહો કે ' વહેલ ' કહો, પણ તે ઉપરના વચન સાધુ મહાત્માને પણ કહેવાં પડે તેવા જ સંયોગ-વાળી–સર્વ જૂના કવિઓએ પણ રંગ જમાવીને ' વહેલ ' વર્ણવી છે. વર્તમાન કાળમાં પણ એક ' કહેણી ' જ થઈ પડી છે કે, પૂરી સાધન-સામગ્રી વગર કોઇની સહાનુભૂતિ ન હોય, છતાં કાર્ય નિર્વિઘ્ને પ્રભુ

રૂપાથી ચીતરી જાય તો, તેને નરસિંહ મહેતાના ગાડાની સાથે સરખામણી કરી, કંઈક નમ્રભાવે શેખીમંદ કરનાર વ્યક્તિ 'અમારું નરસિંહ મહેતાનું ગાડું છે,' એવા ઉદ્‌ગારમાં આશ્વાસન લે છે. ભજન-પૂજનની સામગ્રી, એકતાર માથું–ઝાંઝ–તો ભેળા, અને માંગેલા બળદ અને ભાંગ્યું તૂટ્યું પડી રહેલું ગાડું, આ ચિત્ર તો 'રવિવર્મા' જેવા કલાધર આલેખે, ત્યારે જ આપણને ખરો ખ્યાલ આવે. પણ પ્રિય વાંચનાર! આપણે પણ ભક્તરાજના જ ગાડામાં છીએ, એટલે હવે જુના દેવળાકનાં ચતુર નાગર નર-નારીઓ, નરસિંહ મહેતાની આવવાની વાટ જોતાં ઉભાં છે. તેમાં જ ભળી જઈએ. નાગર-સ્વભાવના ઉંડા અભ્યાસી અને અનુભવી અનંતપ્રસાદભાઈ તે સમયનું ધ્યાન આપે છે, તે જોઈને વિચારવા જેવું પણ છે–

"ભૂલે તો ગાંડી ગુજરાત, તેમાં નટખટ નાગર જાત,
કહેવામાં 'કરવા દર્શન', ભીતર 'જોવા ચેષ્ટા' મન.
×　　×　　×
મુખ પર મીઠું મનમાં કપટ પૂંઠેથી ભકતા જાય છે,
વૈરાગી આવ્યા વેશ કાઢી, છાના ન રખાય છે.
×　　×　　×
શાં ટીલાં! છાપાં! નાચવાં! વૈરાગીઓ! શાં સાથમાં;
આ નાતથી ન હુઆ ભલા, નિંદા ફરેલી નાતમાં."

કુંવરબાઈએ આગ્રહ કરી પિતાનાં દર્શન થાય એ ઉદ્દેશથી સારંગધરજીની પાસે લખાવ્યું હતું. પણ જ્યારે મહેતાજી ઉને આવી પહોંચ્યા અને નાગર નર-નારીઓને મજાક કરવાનું 'લક્ષ્ય' મહેતાજી થઈ પડ્યા, ત્યારે તો કુંવરબાઈને બહુ લાગી આવ્યું. 'પિતા પુત્રીના મેળ'નો પ્રસંગ વિશ્વનાથ જાની અને પ્રેમાનંદ કવિઓએ એવો આદ્ર પણ મનોહર અસરકારક શબ્દોમાં આલેખ્યો છે કે, પ્રિય વાંચનાર! કૌટુંબિક જીવનનો જેને સ્વાદ મળ્યો છે તેનાં હૃદય રડી રહે. " " "

સાસરે વિદાય આપતા કણ્વમુનિનું આલેખન કવિવર કાલિદાસે કર્યું છે, તે પણ ઘડીભર ઝાંખુ થઈ જાય, અને સાધુ પિતા અને સાધ્વી પુત્રીના ચિત્ર આંખ આગળ તરવરી રહે નરસિંહ મહેતા મામેરાની તૈયારી વગર આવ્યા છે તેથી કુંવરબાઈને બહુ લાગી આવે છે વ્યવહારમા તો 'મા' જ જોઈએ, તે વિના સાધુ પિતાને કોણ સમજાવે? 'મા' સાંભરી આવી, અને 'મા' જ્યારે સાંભરે ત્યારે તો પ્રિય સજ્જન! ભલા ભલા ભડવીરના નેત્રો પણ આંસુથી નથી ભીંજાતા! નરસિંહ મહેતા-પ્રેમની મૂર્તિ-માતપિતા બન્નેનો પાઠ ભજવે તેવા, કુંવરબાઈને આશ્વાસન આપે છે 'વિશ્વાસ વિશ્વંભર'મા તેની દૃઢતા કરાવે છે કુંવરબાઈ પિતા-દેવને ભેટી, સર્વ રીતે શાંતિ સમાધાની મેળવે છે, અને કુટુંબીજનોમા જમણપાણીની તૈયારી કરવામા પ્રવૃત્ત થઈ જાય છે

મામેરાના પ્રસંગમા એક બીજો પ્રસંગ પણ યોજાય છે જમવાના સમયે ઉકળતુ પાણી સ્નાન કરવા માટે નરસિંહ મહેતાને આપવામા આવ્યુ નાગરોની નરસિંહ મહેતાની કસોટી કરવાની કળા પણ અજબ જ, પણ નરસૈયાના સ્વામીની સહાય પણ અજબની અજબ જ હતી તો! નરસિંહ મહેતા 'મલાર' આલાપે છે ઘટાટોપ વાદળા ચઢે છે, 'શ્યામળ દળ સમ આજ વાદળ વિવિધ વરણ ધરી ફરે' અને 'ચડી આવ્યા વાદળ કાળા' મૂશળધારાએ વરસાવે સમગ્ર પૂર્ણ રસાળા " આ કવિ નથુરામભટના વર્ષા ઋતુના વર્ણન પ્રમાણે આષાઢી મેઘની જ સ્વારી વરસ્યો વરુણ વસુધા પરે નો દેખાવ થઈજ ગયો અને નરસૈયાના સ્વામીની શક્તિના દર્શન સર્વને થયા જ પણ માયાની 'ઇંદ્રજાળ'નુ સામર્થ્ય કંઈ ઓછુ છે? નાગરોને નરસિંહ મહેતાની ખરી પિછાન થાય અને સર્વશક્તિમાન સૂત્રધાર જગતના નાથનું ભાન થાય અને દર્શન થાય, તો તો પછી 'ઇતિહાસનાં પાના' ફરી જ ગયા હોત ના?

એક કરતા વધારે પ્રસંગે નરસિંહ મહેતા જેવા પ્રેમ-ભક્તિના યોગી, સંયમી સાધુને પણ 'નિર્ધનતા'નો ખ્યાલ

નાગરોએ બહુ કનડ્યો હશે એમ લાગે છે; ત્યારે જ તેમણે આ વચન કહ્યાં છે–

" નાગરી નાતમાં નિર્ધન મરજીઆ, કહોને નાગરપણું કેમ કીજે."

પાંચસો વર્ષ પહેલાં નરસિંહ મહેતાને નાગરી નાતમાં નિર્ધન તરીકે ગણાવવામા બહુ મુશ્કેલી પડેલી, એ તો નિર્વિવાદ વાત છે; અને આપણે આશા રાખીએ છીએ કે, એવી જાતની 'અગવડ,' વિદ્યા, કળા, અને ઉંચી કેળવણીથી સંસ્કારિત થવાનો જ્યારે વર્તમાન કાળના નાગર જુવાનો સર્વ જચ્યાએ છે જ, ત્યારે કોઇ નાગર સજ્જન બંધુને નહિ જ પડે ! અગર જો નરસિંહ મહેતાને તો તે ક્ષણિકતરંગ પસાર થઈ જતા આત્મલક્ષી વચનમા જ મગ્ન રહેતા જોઇએ છીએ–

"મન નણુ ધ્યાન તું અહોનિશ આદરે, એજ મ્હારે અંતરાય મોટી."

'મામેરૂ' પૂરવાનો સમય આવી પહોંચ્યો, કુંવરબાઇની વડ સાસુએ તો સાધનસામગ્રીની મોટી નોંધ આપેલી, કે જે રાજા મહારાજા પણ પૂરા પાડવામા થકી જાય. કુંવરબાઇની પરિસ્થિતિ અને મૂંઝવણ તો વૈકુંઠનો નાથ જ જાણે. નરસિંહ મહેતા તો કીર્તન–ધ્યાનમા મસ્ત; પણ તેમનું અનુસંધાન તો વૈકુંઠના કૃષ્ણ–ભજન સાથે. પછી પરિણામ રમણીય જ આવે એમા શું આશ્ચર્ય ? વૈકુંઠપતિ વેગે આવી પહોંચ્યા. ભાતભાતના કપડા–લત્તા અને રંગબેરંગી ચોળી પટોળી, પાઘડીઓ નાગરમા ચોકબંધ વહેંચાણી, અને કુંવરબાઇને કમળા, જે શેઠાણી થઇ આવ્યાં હતા, તેમણે માતાના પ્રેમ અને વાત્સલ્યનો અમૃત–સ્વાદ આપ્યો. વાત સર્વત્ર પ્રસરી પણ ખરી, ચમત્કારનાં પ્રત્યક્ષ દર્શન થયાં જ, પણ 'જાણ્યા છતાં ન્હે અજાણ્યા તેને શું કહેવાય ' એજ પ્રશ્નો તે સમયના નાગરોના નસીબમા નિર્મિત થયેલા. પ્રિય સજ્જન ! મામેરાની વાતનો પ્રસ્તાવ થઇ ગયો; હવે અમે તો તને નરસિંહ જે કહી રહ્યા છે તે જ સાંભળવા નમ્ર વિનંતિ કરીએ–

"નાગરી નાતમાં નિર્ધન સરજ્યા, મ્હેને નારાયણ કેમ કીજે,
દીકરીને ઘેર સીમંત આવ્યું, મા'વ મોસાળું ક્યાથી કીજે."

× × ×

કોણે કહ્યો કપટીને કોણે કહ્યો કામી, કોણે કહ્યો તાળકુટીઓ રે આવીયો,
આપવા મૂકવા કાંઇ નથી લાવીયો, એને કહો રે તું મામેરૂ શું લાવીયો,
તેણે સમે પુત્રીએ વચન કહ્યું, શું ગે મભામા તાલ વાયે,
આમરામા મુને મેણા દે છે ઘણા વચન કહ્યા તે નવ ખમાયે

* * * *

તે સમે વહેવાણને રીસ એવી ચડી, લાવી મૂક્યું ઉપ્ણોદક પાણી,
ગતદિવસ જેનુ ભજન કરો તમો, સમોવણ આપશે તે રે આણી,
ચૈત્ર સુદી દ્વાદશી મેઘ ઘટા ચડી, ગરગડીને કુંડી માહે હતો,
આપી સમોવણ નરસૈંયાને સૂચવ્યો, એવો સમસ્ત વૈષ્ણવને રે રુચે.

× × ×

તેણે સમે વેવાઇએ વચન એવુ કહી, ટીપ માડીને એને આપી આણી,
ત્રણસે સેલા ને ત્રણસે કપડા, ત્રણસેં ચૂંદડીઓ તેમા લખાણી,
ત્રણસે ખીરોદક, ત્રણસે પટુ લખ્યા, ચાનુ મણીયા લખી લે રે જાણી
ત્રણસેં ડગલા ને ત્રણસે ખેસ છે. કાહા થકી આપશે એ રે આણી
તે સમે વેવાઇએ વાત એવી કહી, તારી દીકરીએ મોં ટીપ માડી
સહસ્ર બે મહસ્ર લો ઉછીના અમ ક્ને, નહિ તો રાત રહી જાઓ ગેડી.
દીકરીનું સે તે તો 'કુભી પાકે પડે, ચાલતે હલાહલ તે કોણ ખાય,
શ્રીકૃષ્ણ સખો સગો મારે, મામેરૂ કીધા વિના નહિ રે જાય.'

(ન. કા. મ. હા. મા. પરિ. પદ ૧૧-૧૯)

"વાર થઇ વિઠુલા વા'રે વેગે ચઢો, રખે નાગરી ન્યાતમા હાસી થાયે,
આગે ભક્ત તમે અનેક ઓધારીયા, તમને તજી નાયજી કોને વાયે,
દ્રૌપદીને સમે ધાયા હરિ ધસમસી, પુરીયા ચીર તે અનેક જાતે,
રાખી એ લાજ એ કાર્ય છે તમ તણું, મેન પણ ન આણુશો આણી વાતે,
જાસ્કીપું નાયે, સાદ શ્રવણે સુણી પ્રગટ થઈ પુત્રીને માન દીધું,
કાપસ છાબમા, પટ ચીર બહુ નવા, પુર્યાં પીતામ્બર કાજ કીધું;

નરસૈં નીરખીને, મન આનંદીયો, જે દષ્ટિ જે દૃષ્ટિ હસ્ત કીધું,
ચરણુ ઉપર શીશ નામી લીધો, નાથ હાથે કરી ૩ ચે લીધો '
(ન મ મ પદ ૫. ૨૩)

"અઢળક ઢળિયા રે વૈકુંઠનાથ ધણી, ગરૂડ કયા, ગરૂડ કયા વહલ વાણી,
ચાલ ચતુરા ચત્રભુજ કહે ભામિની, નષ્ટ નાગરે મારી ગત્ય જાણી,
નરસૈંયો નાગરે ભક્ત મારો ખરો, છાબ ત્યા જઈ ભરો રીત પાવો,
જેને ઘણુ હેત તા તે ગયા વિનઇ નવ મરે, રીસ ને રીષ લઇ રે જાવો
દેરાપ ઘેરની ભાત જે ભાત ભની, એક પે એક તે અધિક જાણી,
સ્વપ્ને કો નવ લહે નામ મે નવ કહે, અગતે આળસ તજી તે રે આણી
હેમ હિર માણ્ક્ય ના ગ નિર્મળ બાથા, મ વ શૃ ગાર તે સજ્જે મારો,
રીત ને ભાતમા રોકડ રખે વિસરો, દીન થઇ કરગરે હેમ મારો
અજભર ઇંદ્રને સ્વપ્ને કો નવ લહે માગે મુખ બોલતા વિવિધ વાણી
નરસૈંનો નાથ લક્ષ્મી સહિત આવીઓ, અગણિત ગાડડી અન ત આણી "
(ન કા મ પદ ૫૬ ૨૦ )

"તેણે સમે પુનીએ વચન આવી કહ્યુ મામેરામા ઞાઇ નહી ન જાય,
નણુદની દીકરી નામ નાનીબાઇ, તેને કમકુ આપો તો વારૂ થાય
આપનાર હુ તો તે તો આપી મુકી ગયો, હવે મુજ થકી કાઇ નવ અપાય

x x x

"જેણે કીધુ મામેરુ આગ્ન ભાગી રે, જેમ સ્વપ્નમા ઉઠી જાગી રે,
સૌ જોયે વિશ્વરૂપ દીઠા રે, જેમ અષાઢો મેહ વુઠયો રે
સકલ મનોરથ નરસૈંયાનો સીધો રે, પ્રેમભક્તિએ પાળી લીધો રે'
(ન કા. સ પદ. ૫૬ ૨૬ )

આ છેવટના અવતરણુમા ઉલ્લેખ છે તેમ કુવરબાઇની નણુદની દીકરીનુ નામ રહી ગયેલ. અને આટલી અઢળક પહેરામણી મળી છતા, આટલી ઋણુપ સાસરીયા, અને તે પણુ નણુદ, ચલાવી લે ? સાસુ-વહુ-નણુદનાં કાળજૂના કહેણુ એ કાઇ ખોટા પડવાના ? કુવરબાઇ નરસિંહ મહેતાને વિનંતિ કરી આવી નરસિંહ મહેતાને તો એક જ આશરો પ્રભુ ાા નામનો અને કુવરબાઇની ઇચ્છા પ્રમાણે

અંતરિક્ષથી ચૂંદડી પડે છે, ત્યારે નાગરોને 'મામાનો અંધારપછેડો' ખસતો દેખાયો, અને ક્ષણભર જાગીને જોવા લાગ્યા, અને નરસિંહ મહેતાને માનપાન સાથે પાછા ગિરનારની પવિત્ર છાંયમાં વળાવ્યા. શ્રી. અનંતપ્રસાદભાઇની નોંધ તેમની મનરંજન કરનારી શૈલી પ્રમાણે આ રહી–

"કાપડાંને કટકે ઇદ કર્યું કાપડાંને કટકે,
'શેઠ–શેઠાણી' 'શ્રીવર ને શ્રી' ભક્ત પુઠે ભટકે રે;
નચવે ભક્ત તેમ હરિ નાચે, કૃપા કરી ન અટકે રે,
સ્વજન સારું નવું અન્જે, શ્રીવર મૂહને મન ખટકે રે;
ક્યાંથી કેમ પૂરે એ આપી, ક્યા એ તર્ક ટકે રે,
અનુને કેમ તરસતો નખ્ખો, રંગો રંગ ચટકે રે."

(આખ્યાનો પૃ. ૩૪)

મીરાંબાઇએ પણ 'નરસીકા માયરા' (મામેરું) નું કાવ્ય લખ્યું છે, એવી નોંધ કાવ્યદોહન ભાગ ૭ ની પ્રસ્તાવનામાં શ્રી. તનસુખરામભાઇ કરે છે–

**'मीरांकी पदावली'** (सदानंद भारती)–આ હિંદી પુસ્તકમાંથી, પ્રિય સજ્જન વાંચનાર ! મીરાંબાઇ જેમાં નરસિંહ મહેતાનો ઉલ્લેખ કરે છે, તે પદ અમે તારી જાણ માટે ઉતારી લઇએ છીએ–

"गनपति कृपा करो गुणसागर, जनको जस सुभ गाय सुनाउं ॥
पच्छिम दिसा प्रसिद्ध धाम सुख, श्री रणछोड निवासी ।
नरसी माहेरो मंगळ गावै मीरां दासी ॥
अग्री बंस जन मम जानो नागर मेडते बासी ।
नरसीको जस बरण सुणाउं, नाना विधि इतिहासी ॥

જ ગઈ. તે સમયમાં રા'માંડલિક જુનાગઢનો રાજા હતો, અને અગર જો "શૈવ-સંપ્રદાય"નું પ્રાબલ્ય હતું, પણ ગિરનારની તળાટી જ્યાં કૃષ્ણચંદ્રનાં પુનિત પગલાં પડેલાં, જ્યાં પ્રેમમૂર્તિ 'રાધા'નું સંભારણું 'રાધા દહેરી'ના દર્શન, અને દામોદરકુંડ પર રાધા-રમણ બિરાજે, ત્યા ભાગવત ધર્મ ગળાતરથી જીવનસ્વરૂપમાં જ અમર હતો; રાજરાણી અને રાજમાતાનુ પણ વલણ પહેલેથી ભાગવત ધર્મ તરફ ખરું જ, અને જૂના વૃત્તાતો ઉપરથી કહી શકાય તેમ છે કે દેવ-દર્શનની સગવડ થાય એવા ઉદ્દેશથી જુનાગઢ તળમાં પણ દામોદરરાયજીનુ મંદિર હતું, અને તે રાજ્યમંદિર હતું.

રાજા માંડલિક પણ નામાંકિત રાજા હતો. ગંગાજળથી પ્રાત - સ્નાન કરવાનુ તો તેને વ્રત હતુ, અને નિત્ય પ્રતિ 'ગંગાજળની કાવડ' કાશીથી ગિરનારની તળેટીમાં પહોંચે એવી ગોઠવણ હતી. દંતકથા એવી મળે છે કે પ્રભાસ પાટણનો રાજા 'વીંજો' રક્તપિત્તના રોગથી પીડાતો હતો, અને તે માંડલિકનો પ્રિય મિત્ર હતો. આવી હાલતમાં પોતાના પ્રિય મિત્ર માંડલિકને ન મળવું એવા હેતુથી 'વીંજો' જુનાગઢના પાદરમાંથી ચુપકીથી પસાર થઇ જાય છે. માંડલિકને સમાચાર મળે છે, એટલે માગતે ઘોડે 'વીંજા'ને જુનાગઢની પાદરમાં જ પકડી પાડે છે. ગંગાજળની કાવડ જે પ્રાત કાળે આવી પહોંચતી તે તેને 'વીંજા'નો પીછો લેવા જતાં રસ્તામાં મળે છે અને પ્રાતઃસ્નાનનો ક્રમ સાચવી લેવા, રસ્તામા જ ગંગાજળથી સ્નાન કરી લઇ પાછો ઘોડેસ્વાર થઇ 'વીંજા'ને મળે છે અને ભેટે છે—તેનો ઉલ્લેખ 'નાગબાઇ' સાથેના માતાના જૂના સોરઠામાં છે—

"ગંગાજળ ગઢેચા, પંડ તમારું પવિત્ર,
'વીંજા'ને રગત ગયાં, મળે તે વાળા મંડલિક."

માંડલિકની ભેટથી 'વીંજા'નો રોગ માફ થઇ જાય છે. જ્યાં માંડલિકે ગંગાજળથી સ્નાન કર્યું હતું ત્યા આજ પણ એક વહેળો છે,

તેને 'ગગાજળીયો વહેરો' એ નામથી પ્રગપૂર્વથી બનાવવામા આવે છે ગ'માગલિકને ઓલિયા જમીનશાહ પીરના દર્શન પણ થાય છે, પાપ 'દશા પનગાય છે જ્યારે, બધુ પલટાઇ જાયે છે' તેમ રા માડલિક ધર્મ-પથ ચૂક્યો, રાજધર્મ ભૂલ્યો, નરસિહ મહેતા જેવા સાધુ-મહાત્માની પિછાન ન પડી, અને અંતમા રાજપાટ ખોયુ, અને ઐતિહાસિક નોધ છે તે પ્રમાણે, અમદાવાદમા માણેકચોકની કંદોઇની દુકાનમા તેની એક સમયે ગગાજળથી ભીંજાતી 'મિટી' મિટી ગયે ભળી ગઇ છે

નરસિહ મહેતાની ભક્તિની અમર સાત્વિક મડળી પર વધારેને વધારે થવા લાગી ભજન-મડળીમા 'રાજમાતા' પણ આવે, અને ધીમે ધીમે સજ્જન મહાજનને 'વષ્ણુવના 'ની ઓળખ થવા લાગી

પ્રિય સજ્જન ! 'હારમાળાનો પ્રસગ' પણ કેમ ઉપસ્થિત થયો તે તુ સહજ સમજી શકે છે જેને સુશિક્ષિત મંડળી કહીએ, અને જે નાગરકાજમા અગ્રણી ભાગ લેનારાઓ, મોટી લાગવગ ધરાવનારાઓ હતા તેને ભજન-કીર્તન, સત સમાગમ અને નરસૈ યાની નેમ તરફ આકર્ષણ ન થતા, ઉગ્ગી ઈર્ષા થઈ મનુષ્ય સ્વભાવનુ દૌર્બલ્ય તે આજ ન સિહ મહેતાના વચન પણ તેજ ખ્યાલ આપણને આપે છે

"ભણ્યા તે ભૂલ્યા રે, ભવમા આથડે રે
ભણી ભૂલ્યા પડિતે ન પાડયો ઉજાસ,
શિખામણ માનશો રે, મહા સુખ પામશો રે
એમ કહે નરસૈયો દાસ "

નરસિહ મહેતાના પોતાના જ હાર-માળાના પદો ઉપરથી આપણે જાણી શકીએ છીએ કે 'ભીમ નામના સદ્ગૃહસ્થ, જેઓ રાજાના મત્રી હતા, તેમની જ ખટપટથી, શૈવ-પથી સાધુ સંન્યાસીઓએ રાજા માડલિકને ભમાવ્યો, અને નરસિહ મહેતાની ખરી કસોટીનો

પ્રસંગ આવ્યો. 'ગુજરાતી' પત્રના આદ્ય તંત્રીશ્રી લખે છે તેમ 'ભક્ત-જીવન'માં આ અપ્રતિમ પ્રસંગ લેખાયો છે. ઈશ્વરનું અસ્તિત્વ સિદ્ધ કરતો આ મહાન બનાવ—'હારમાળાનો પ્રસંગ' છે: અને આ 'હારમાળા'ના પ્રસંગને પછીથી ગુજરાતના કવિઓ, વિશ્વનાથ જાની, પ્રેમાનંદ વિગેરેએ વિધવિધ રીતે પદો, કાવ્યો રચી જમાનાઓથી જ્વલંત ગણ્યો છે.

ગંમાડલિક કંઇ કઈ બળતીજ વાતોથી ભ્રમિત થઇ જાય છે, અને ભર સભામાં નરસિંહ મહેતાને બોલાવી આજ્ઞા કરે છે કે, દામોદરરાયજીની મૂર્તિને જે હાર પહેરાવીએ તે હાર જો દામોદરરાયજી તારે કંઠે આરોપે, તોજ તારાં ભજનકીર્તન અને લખીઓ તારું વર્ણન, એ ભક્તિનું સ્વરૂપ છે એમ ગણના થશે: અને તેમ ચમત્કારિક સાક્ષી નહિ પુરાય તો, તારો શિરચ્છેદ થશે. ભક્ત નરસૈયાને ખરી બીકનો પ્રસંગ આવી પડ્યો. પણ કાળજૂની કહેતી 'અના આગળ શાણપણું' કયાં ચાલ્યું છે? વિશ્વનાથ જાનીની હારમાળાનો પ્રસંગ કેમ ઉપસ્થિત થાય છે તે પરાપૂર્વની હકીકત, નરસિંહ મહેતાના પોતાના પદો સાથે બહુ 'તાલબંધ' બેસે છે—એટલેજ અમે તેનું અવતરણ આપીએ છીએ—

જુનાપુરમાં રે એક ઉત્તમ ઠામ, જહાં દામોદરનું શુભ ધામ,<br>
રુક્મિણિ શોભાવા જે, જ્યાં સ્વયં દામોદર બિરાજે;<br>
નીત દર્શન પામે સહુ લોક, તેને ન મળે કોહોને શોક,<br>
ગજદ્વારમાં માડલિક ડેરું, તાંહાંથી સમીપ છે દેહેરું;<br>
નરસિંહ મહેતા તો વૈષ્ણવ રાજ, નીત આવે દર્શનને કાજ,<br>
કરમાં ધરે એ તાલ, ગાતા આવે ગુણ ગોપાલ;<br>
સાથે મોટે વૈષ્ણની ટોળી, સ્ત્રી જે સખી સકળ મન ભોળી<br>
જેમ ઉદ્ધવ શોભ્યા બીજ માંહે, તેહવી મહેતાની શોભાએ;

*        *        *        *

એ'તો આરતી કરી નમે જે વારે, હાર આપે દામોદર તે વારે.
પ્રતિમાનું ચૈતન્ય જેહ, વૈષ્ણવ સાથી દેખે તેહ;
હાર આપી મૂકે માથે હાથ, મહેતો ગાજી કહે ગોપીનાથ.
* * * *
મહેતાની નિત્ય મંડળી જેહ. નીત રચના દેખે એહ,
મહેતાને કૃપા અપાર, એણી રીતે પામે નીત હાર;
* * * *
વાગ્ના ચાલી નગ્ર મોઝાર, વિસ્મય પામ્યા મન અપાર,
સહુને મન એવો ભાવ, મહેતો ભવસાગરનું નાવ;
એને સંગ પલક જો રહીએ, તો સઘ કૃતારથ થઇએ,
ઠામ ઠામ લીધી સંભાળ, એથી અળગો નહિ ગોપાળ:
એની ભાભીએ કામ કીધું, પ્રથમ તાંહાં થકી ફળ લીધું,
એને નાતે વાર્યો જે વારે, એ રૂપ દેખાડયાં તે ત્વારે,
જે ભોજન સમે હઠ કીધો, તો તાંહાં પ્રભુએ દંડ દીધો,
લોકે પ્રાધુણ સંત આવ્યા, તેવા શીઘ્ર પોતે સામગ્રી લાવ્યા;
પાણી માગ્યું તે વાત ન જાણી, આવી પાયું શ્રી ચક્રપાણી.
હૂંડી માટે હસીયા લોક, તો રૂપિયા પામ્યા રોક;
પુત્ર પરણાવ્યો તે પ્રસિદ્ધ ... ... ... ...
મોમાળું પુરીને કીધું, કહો કન્જે કોહાંથી લીધું ?
એ તો નિશ્ચે પ્રકટ્યો દેવ, એને ભાગ્યે પામીયે સેવ,
એહવી સાધુએ વાત વિચારી, મહેતાની કીર્તિ વધારી;
અનુક્રમે મહેતાની વાત, સાંભળી સૌ નાગરી નાત,
દ્વેષીજનને દ્વેષ જ આવ્યો, એ તો પાખંડે સિદ્ધ જ કહેવાવ્યો."

(કાવ્ય દોહન ભા. ૮, પૃ. ૬૪૬)

હારનો પ્રસંગ, અને માંડલિકની રાજસભામાં સાધુ-સંન્યાસી, ભીમ મંત્રી, અને મહેતાજી વચ્ચે જે સંવાદ થયો, અને મહેતાજીને અસાધારણ જીવા દેનો સંયોગ રચાયો, તેની વિગત નરસિંહ મહેતાએ પોતાનાં જ પદોમાં વર્ણવી છે; અને તે સુજ્ઞજનને સ્વયં તે પદોમાંથી જ

જાણી જે આનંદ મળને તેનો ગતાંશ પણ અમે આપી શકીએ નહિ, એટલે પ્રિય સજ્જન ! તે મોજ માટે તો તારે પણ 'ગુજરાતી પ્રેસ'ના 'નરસિંહ મહેતા કૃત કાવ્યસંગ્રહ'માં જ જોવું પડશે.

'હાર-માળા' કોણે લખી એ સવાલ પણ ચર્ચાયો છે; પણ એ વાત ચોક્કસ થઈ છે કે 'મૂળ-હારમાળા' નરસિંહ મહેતાએ જ લખેલી, અને તેમનાં પદો ખાસ સુગ્રથિત તો તે સમયના સંયોગોને લઈ ક્યાંથી એમ સુલભ થાય ? એટલે પ્રેમાનંદ કવિએ વચ્ચે વચ્ચે ખુટતી કડીઓ ગોઠવી 'સળંગ હાર-માળા' બનાવી ગુજરાતને ચરણે ધરી. 'ગુજરાતી પત્ર'ના આદ્ય સ્થાપક અને તંત્રી શ્રી. ઈચ્છારામ બાપુએ આ સંબંધમાં શોધખોળ કરી એજ નિર્ણય સ્વીકાર્યો છે. અને શ્રી રા. રા. જયસુખરાય પુ. જોશીપુરા, જેમણે પોતાના ઊંડા અભ્યાસને પરિણામે 'નરસિંહ મહેતાનું જીવન તથા કવન'નું પુસ્તક લખી પ્રકટ કર્યું છે, તેઓ પણ બહુ જ બારીકીથી 'હાર-માળા'ના પ્રશ્નની તપાસ કરે છે, અને એજ નિર્ણય ઉપર આવે છે કે અસલ 'હાર-માળા' તો નરસિંહ મહેતાની જ.........

"એ ભક્ત મહિમા સંક્ષેપે વર્ણવું<br>
જથા મતિ અનુસારજી,<br>
પુર્વે જે જે કવિજન વૈષ્ણવે, કહ્યાં ચરિત ઉદારજી;<br>
તે સઘળાનો જોડ કરીને, બાંધ્યુ શુભ આખ્યાનજી."

(પ્રેમાનંદ-શ્રી. રા. જોશીપુરાના પુસ્તકમાંથી પૃ. ૯૦)

એ પછીથી 'ગુજરાતી પત્ર'ના તંત્રીશ્રીએ કાવ્ય દોહન ભાગ ૮ માં પાટણના વિશ્વનાથ જાનીનું 'નરસિંહ ચરિત' પ્રસિદ્ધ કર્યું છે (વિ. સં. ૧૭૦૮), એટલે એ પ્રશ્નનો ઉકેલ સહજ થઈ જાય છે એમ અમે નમ્રતાપૂર્વક માનીએ છીએ.

સાંભળવિકની સભામાં નરસિંહ મહેતાને બહુ વિષમ પ્રસંગનો સામનો કરવો પડયો. ભીમ રાજમંત્રી અને સંન્યાસીઓનો એક

પાસા નબળા સબળા આવીને ડગમગાતી દે એવો સંવાદ. અને નરસિંહ મહેતાનાં તો શ્રી કૃષ્ણચંદ્રની અચળ ભક્તિશંક પર, બીજી પાસ સાન્દના ગરમાગ્ની ધ્રુજાવી દે એવી ધમકી; આ સર્વ એક 'ચલ ચિત્રપટ' જેવું, હાગર્પણ થાય છે ત્યાં સુધી આપણને કંઈ કંઈ આનંદ, આશ્ચર્ય, અને ઉત્સાહમાં વચ્ચે મુગ્ધ બનાવી દે છે. નરસિંહ મહેતાના પોતાના પદો વાંચતાં વાંચતાં, આજ પાંચસો વર્ષ વીતી ગયા છે; પણ જાણે જુનાગઢમાં રા'માંડલિકના રાજમહેલમાં જ આ રાજસભામાં આપણે પણ છીએ, અને હવે તો શ્રી કૃષ્ણચંદ્ર ઝટ નરસિંહ મહેતા ભક્તના કંઠે 'હાર' આરોપે તો ઠીક એવી ભાવના ઉત્સાહથી ઉદ્‌ભવે છે. નરસિંહ મહેતાના તે સમયનાં પદોમા 'ભક્ત-ભગવાન'ની કેટલી ઐક્ય ભાવના થાય. ભક્તને ભગવાનમા કેટલો વિશ્વાસ, અને ભગવાન ભક્તની ભીડ ભાંગવા કેવા ખડાને ખડા રહે, તે સર્વનો ખરો ચિતાર આવે છે.

નરસિંહ મહેતાની તો જીવનભરની આ ભક્તિની 'ભરતી' નો પ્રસંગ, પણ સાથે સ્હેજ નહિ ઉપસ્થિત થયેલ એવી મૂંઝવણનો પણ પ્રસંગ જ. નરસિંહ મહેતાનું, શ્રીકૃષ્ણને ભૂતલ પર ઉતારવાન સામર્થ્ય તો 'કેદારા'ના સૂરમાં જ. 'કેદારો' જ પ્રભુની પ્રતિમાને પૃથ્વી પર પધરાવે છે. પણ આજ આ 'હાર-માળા'ના પ્રસંગે રાજા માંડલિકના દરબારમા, જીવન-મરણના ખેલમા, પરમ ભક્ત નરસિંહ મહેતા લાચાર થઈ ગયા છે. પ્રભાત, પંચમ, ધનાશ્રી, મારુ, દેવગાંધાર, બિલાવલ, હોરી-આ રાગોના સૂર વૈકુંઠ સુધી પહોંચતા નથી, અગર પહોંચે તો છે જ, પણ શ્રીકૃષ્ણચંદ્રની 'મોરલી' સાથે એકતાન થતા નથી. શ્રી કૃષ્ણચંદ્રે નરસિંહ મહેતાની પરીક્ષા તો બહુ કરી હશે, અને ત્યારે જ વૈકુંઠના દશ્યોનાં દર્શન, તેમ ત્યારે જ 'અખિલ બ્રહ્માંડમાં એક તું શ્રી હરિ' નો નરસિંહ મહેતાને પરમ સાક્ષાત્કાર થાય; પણ આજ કોઈ અજબ કસોટીનો ભક્તજનને પ્રસંગ

રચાયો હતો. 'કેદારો રાગ' એટલે સર્વ શક્તિમાનને પણ બાંધી લેવાનો મંત્ર. નરસિંહ મહેતાએ 'ઘરાણે' મૂક્યો હતો. "મર જાઉં માગું નહિ" આ સિદ્ધાંત જેના લોહીમાં તે નરસિંહ મહેતા વચનભંગ કેમ કરે ? કેદારો ઘરાણે મૂકવાનો પ્રસંગ પણ ભક્તરાજના ઔદાર્યનું જ પરિણામ હતું, અને તે નીચેની નોંધ પરથી પ્રિય સજ્જન મિત્ર ! સહજ સમજાય તેમ છે–

"વળતાં તળાજે બીજી વાર આવીયા હોજી,
મળ્યો સોમચંદ વણિક તે વાર;
દુઃખ પામે દાડી રે, દેવાદાર તે થયો હોજી,
આવી પડ્યો મહેતાજીને તે પાય.
સંતો મહેતા મનથી રે દયાળુ હતા ઘણુંજી,
ધરણીધરને બોલ્યા મહેતા તે વાર,
મહેતાજીને વેણે રે શત ત્રણ રૂપિયા હોજી,
આપ્યા સોમચંદને ત્યાં વળી સાર.
આપશું તમોને રે પૂરેપૂરા રોકડા હોજી,
પછી અમથી 'કેદારો' ગવાય;
મુખેથી મહેતાજી રે, બોલ્યા ભલી ભાતથી હોજી,
આસો વદી પાંચમે રાગ મુકાય.
× × × ×
પંદર ચૌતર બારે (૧૫૧૨) માગશર પેલી સાતમે હોજી,
'કેદારો' છોડાવીયો છે મધરાત;
મહેતાજીને રૂપે રે પહોંચ લીધી શામળે હોજી,
સભામાં તે નાખી મહેતાજીને હાથ.
ધરણીધર મહેતાજીની રે અપંગ વધુપુત્રની હોજી,
સારૂ અંગ થયું તે હરખી મન:
ઉપવાસ છોડાવ્યા રે સંત નારણદાસના હોજી,
દૂધ પીને આપ્યું ત્યાં દરશન;

'કેદારો' આલાપ્યો રે મહેતાજીએ તે સમે હોજી,
જુવે વળી મંડલિક ભરીને સભા જ."
(જંગમ તીર્થ-શુ દી. અં. ૪-૧૧-૩૪)

નરસિંહ મહેતાનાં પોતાનાં વચનમાં પણ આપણે જોઈએ-

"દામોદરરાયને છે વહાલો, રાગ કેદારો રે નાગરાજી,
તે વિના નહિ આપે હરિ, હાર આ સભા ભરી, નથી આશરાજી;
ગિરિવરધારી ને કુંજવિહારી, તે સાથે શી હોડજી,
શ્રીહરિની પ્રીત બંધાઈ, રાગ કેદારની નથી જોડજી;
મહેતાજી મન સ્થિર કરી રાખે, નહિ મૂકે મારો વહાલોજી,
કેદારો મૂક્યો છે ગીરવી, કેમ મૂકું મારું માનજી;
ને રાગ આલાપ્યા વિના નવ રીઝે, સમર્થ શ્રી ભગવાનજી,
રસિયાને મહેતો કેમ રીઝવે, રાગ કેદારો ગાઈજી;
હરિએ કહ્યું તે છે પણ સાચું, પણ પન કેમ ગુમાવુંજી."

* * * *

ધરણીધર મહેતાને મંદિર, ખત લખી મેં આપ્યુંજી,
વ્યાજ સંધાતે ગરથ પોતાં વિણ, ગાઉં તો જીભ કાપુંજી;
અટક સાંભળી મહેતાજીની, સમર્થ સારંગપાણિજી,
હરિ કેદારો મુકાવા ચાલ્યા, પ્રીત પૂરવની જાણીજી.

*

"કેદારો મુકાવા ચાલ્યા, ભક્તવત્સલ ભગવંત સ્વરૂપ,
ધરણીધર મહેતાને મંદિર, આવ્યા નરહરિ નરસૈંનું ધરી રૂપ;
ધન આપી ખત માગી લીધું, વ્યાજ સુદ્ધાં પહોંચાડ્યું સહુ.
ધરણીધર મહેતાને મંદિર, એક પાંગળી હુતી વહુ;
ઘેલી કહી સૌ કો બોલાવે, તેની પાસે ગયા ભગવાન.
મસ્તક હાથ મૂકીને ઉઠાડી, રૂપ કીધું તેનું લક્ષ્મી સમાન;
એક પંથ બેઉ કાજ કરીને, હરિ આવ્યા સભાની માંય,
મહેતાને ખોળે ખત નાખ્યું, અંતરિક્ષ રહીને હરિજી ત્યાંય;
તે શ્રીપાત સંન્યાસી સૌએ દીઠું, મંડલિક પ્રભુજી માગે માન,

નરસૈંયો ઈશ્વરનો સેવક, આગો સેવક થ્યા ભગવાન;
આન્યો અન્ય સૌ વાત કરે છે, ખત ઓરખ્યું દામોદરરાય.
મહેતાંને મંદિર મોકલીએ, નહિ તો આપણો મહિમા જાય;
ધરણીધર મહેતો સભામાં આવી. પ્રણિપત કરી પડ્યો ચરણે ગાય.
હરિના જન હરિ સરખા જાણો, નરસૈંયાને લાગો પાય."

( ન. કા. સં. કા. ભા. પૃ. ૩૦-૩૧ )

" पार्थ नैवेह नामुत्र विनाशस्तस्य विद्यते ।
नहि कल्याणकृत्कश्चिद्दुर्गतिं तात गच्छति ॥"

( ભ. ગી. અ. ૬-૪૦ )

એ ભગવદ્ વચનની ઘટના. કોઈ પણ દેશકાળ સંયોગમાં ઘટવાની જ. ભગવાનને ભક્તની વહારે ચડવું જ પડે. 'કેદારો' રાગ ધરણીધર મહેતાને ત્યાંથી છોડાવી લાવ્યા; અને નરસિંહ મહેતાના ખોળામાં ગજસભા દેખે તે મૂક્‌-રહે એમ ખત પહોંચ સહિત અંતરિક્ષમાંથી પડ્યું. 'ચમત્કાર ત્યાં નમસ્કાર' થાય જ. "મહેતાજીને હવે ઘેર જવા દો, એ તો સાચા જ ભક્ત છે' એવા અભિપ્રાયમાં સભાના સર્વ સંમત થવા લાગ્યા, પણ સર્જનહારને તો પૂરેપૂરો ચમત્કાર બતાવવો હતો. દૈવી પ્રેરણાથી તે સમયના મહાન સાધુ રામાનંદ સભામાં હાજર થયા, અને નરસિંહ મહેતાને ખાત્રી આપી કે 'ભગવાન હારાર્પણ કરવાના જ અને હવે હાર લીધા વિના આપણે અહીંથી ઉઠવું જ નથી.' 'પળમાં કરતા પળમાં હરતા' એ નરસિંહ મહેતાનાં વચન: પરિણામ રમણીય જ આવે ના ? શ્રી દામોદરરાયજી નરસિંહ મહેતાના કંઠમાં હાર પહેરાવવા પ્રત્યક્ષ થયા, અને ભગવદ્ વચનની અનેક રીતે આપણે ઘટના કરી શકીએ તેમ થયું—

" ये यथा मां प्रपद्यंते तांस्तथैव भजाम्यहम् ॥

( ભ. ગી. )

"જેણે જેવા તેણે તેવા દીઠા દીનદયાળ રે"
(નરસિંહ મહેતા)

પ્રિય સજ્જન ! આ મહાન પ્રસંગને અંગે તો આપણે નરસિંહ મહેતાની જ જેટલી મળે તેટલી પ્રસાદી લઈને જ માંડલિકની સભામાંથી નીકળીએ.

(રાગ-કેદારો)

"મારો વાનોજી 'રાગ' મુકાવી લાવ્યા, ખત વાચીને ખંખાર્યો રે,
પછે 'કેદારો' આલાપીને ગયો, મારે વાહલે નથી વિસાર્યો રે,
સુંદર રાગ સોહામણો મારો, મારો ગોરિયો ગમાણે આવ્યો રે,
ધમકે ઘુઘરી ને નૃત્ય કરે છે, મારો રાગ કેદાર મુકાવ્યો રે,
પ્રગટ થાઓ પાતળીઆ સભામાં, મુજને આપો હાર રે,
શામળીઆ સંગ સાઇડાં લેઇશ. નહિ લાગે કઇ વાર રે,
મલપંતા મંડપમાં આવો હરજી મેં જાણ્યા દીનદયાળ રે,
સભા સર્વ દેખતાં મારા વાહલા, મારે કંઠે આરોપોની માળ રે,
એવું કહી ખત મસ્તક મેલ્યું, સર્વ સખીઓ થાઓ સાવધાન રે,
જેજેકાર બોલો કહે નરસૈયો, સહુ સુંદરી કરોની ગાન રે.'
(ન. કા. સં. પૃ. ૩૩, પદ ૮૩)

નરસિંહ મહેતાની હારાર્પણ થતા સુધી ભજનધૂન ચાલુ જ રહી

"જાગો જાગો જદુપતિ રજની વિહાણી અવૈષ્ણવડાં મુને બિહાવે રે,
અરુણ ઉદે થયો 'હરણિયો' આથમ્યો, તોય તુંને દયા ન આવે રે,
વલોણાં વાલોવાયે, વેદ ભણાયે, ભામિનીઓ ભરે પાણી રે,
આવી શકયા નહિ શ્રી હરિ મારા, શકે કોણે બાંધ્યા તાણી રે,
કુંભકર્ણ, મુચકુંદ થકી રે, નિદ્રા અધિક તુંને વાધી રે,
જદુપતિ દીન હું કંઇ નવ જાણું, તારય તારય નરસૈયો અપરાધી રે"
(ન. કા. સં. પૃ. ૪૭, પદ ૧૭૨

અને પછી તો ભગવાન ભક્તના જ—"આરત જાણી નાયે રે."

માનુ કરતી વેળા રે મારે વાહલે. વાચા પોતાની પાળી રે.
આપુવા ભક્તને લાડ લડાવવા, એ આવ્યા વનમાળી રે;
મુનિજનનો તેડ્યો નવ આવે, બ્રહ્માદિકને વશ ન થાય રે,
એ નરસૈંયો, એજ ગોપી, એક સ્વરૂપ કહેવાયરે."

(ન. કા. સં. પૃ. ૪૭. પદ ૧૨૯)

"કમાડ કડકડિયાં ગડગડિયાં રે, માંડલિકનાં મંદિર,
માંકળ તુટી ને દ્વાર ઉઘડીયાં રે, સમરથ શ્યામ શરીર;
ખડખડીયા ઘર ને કોશામાં રે, પડીયો પોઢે પોકાર,
ધ્રુજે ભરે નભામાં મહુડો રે, થઇ ગયો હાહાકાર;
આમનથી ઊઠયા અવિનાશી રે, આવ્યા સભા મોઝાર,
જન સર્વે દેખંતા આરોપ્યો રે, મહેતાજીને કંઠે હાર;
પીતાંબર પ્રાતે ઓસાડયુ રે. કાને કુંડળ જોડ.
મસ્તક મુગટ મુકી નાચે રે, જે જે શ્રી રણછોડ;
મુખે મોરલી મધુરી વજાડે રે, દીનાનાથ દયાળ,
ગાયો જમાડ્યો ને જોગાળો રે, ફરે કુંદડી દે તાળ;
જોજોકારે વદે મહુ મખીઓ રે, ધન ધન ગોકુળરાય,
નરસૈંયા ઝુજ ભરી ભરી ભેટે રે, હૈડે હરખ ન માય."

(ન. કા. સં. પદ ૧૩૦)

અને 'અલૌકિક દર્શન' પ્રભુનાં થયાં; તેનો નરસિંહ મહેતા જ આપણને ખ્યાલ આપી શકે.

"જેણે જેવા તેણે તેવા દીઠા દીનદયાળ રે,

× × ×

રાજમાતાએ ચતુર્ભુજ દીઠા, રાણીએ સુંદર શ્યામ રે,
પ્રવંગે પ્રત્યક્ષે રૂપ દીઠા, મંડલિકે દીઠો કાળ રે;
બ્રાહ્મણ પંડિતે પંડિત રૂપ દીઠા, સભાએ સુંદર ગોપાળ રે,

ચારે સખીઓએ ચતુર્ભુજ દીઠો, કુંવરબાઇએ દીઠા તાત રે.
નરસૈંયે રંગીલો છબીલો દીઠો. શ્રી ગોકુળનો નાથ રે,"
(ન. કા. સ. હા. મા. પદ ૧૩૧)

માંડલિક રાજા અને સભા સર્વ નરસિંહ મહેતાના ચરણમા મસ્તક નમાવી રહ્યા. રામાનંદ સાધુ માંડલિક રાજાને શ્રાપ આપે છે, ત્યારે નરસિંહ મહેતા જેવા ભકત તેવા જ નાગરિક ધર્મમા પણ આદર્શ રૂપ જ, અને તેમના મુખમા તો આજ શબ્દો–

"મહેતાજી કહે એમ ન કીજે, ક્રોધ રામાનંદ મુન્યજી,
રાય દામોદરે હાર જ આપ્યો, તે ગય મંડલિકનું પુન્યજી."

નરસિંહ મહેતા સર્વને નમતા નમતા પોતાને સ્થાને પધારે છે, અને શ્રીકૃષ્ણને સ્તુતિ પ્રાર્થના કરી છે તેમા, આ હાર-પર્વણના પ્રસંગને અંતે, અમે ગત પ્રકરણોમાં ઉલ્લેખ કર્યો જ છે તે પ્રમાણે, નરસિંહ મહેતાની પ્રભુ પાસે માગણી થઇ છે, તે નીચેના પદમા આપણે સમજી લઇએ–

"આ દામોદરે મંદિરમા આવ્યા, જઇ મહેતાજી વધાવે રે,
નાગરી ન્યાતમા ઈંડુ ચઢાવ્યુ. કંઠે હાર લટકતો લાવે રે,
કુંવરીએ ચરણે શીશ નામ્યુ, બોલ્યા ભવિત દીન વાણી રે,
આજ સંકટથી ઉગાર્યા અમને, પ્રભુ પ્રીત્ય તમારી જાણી રે'
નિર્ધન ને વળી નાત નાગરી, હરિ ન આપીશ અવતાર રે,
ભણે નરસૈંયો એ શુભ સાચુ, હુ માગુ વારંવાર રે"
(ન. કા. સં. હા. મા પદ ૧૪૫)

નરસિંહ મહેતાએ પોતે 'હારમાળ'ની નોંધ પદો–કાવ્યોમા લીધી છે તે પદ વાચી, પ્રિય સજ્જન ! હવે નરસિંહ મહેતા પણ ગિરીતળાટી છોડી ઉને, અને પછી માગરોળ પધારે છે, ત્યા જ આવેલું જઇ તેમના છેલ્લા દર્શન કરવાના રહ્યા–

"સંવત પંદર બોતેરો, ચૈત્ર અષ્ટમી ને સોમવારે,
અતિ આનંદે માળા ગઇ, નરસૈંયો જાગ્યો પાગ રે;
વૈધૃત વ્યતિપાત એકાદશી, વૈષ્ણવ સુખ સુણાય રે,
અગમ અગોચર તેનાં પાતિક, ઉંઘામાં સૌ જાય રે;
જે જન સાંભળે ભાવ ધરીને, તે જન નારકી ન થાય રે,
ભણે નરસૈંયો તે હરિપદ પામે, ગરૂડે ચઢી વૈકુંઠે જાય રે."
(ન. કા. સં. હા. મા પૃ: ૧૪૯)

卐

[ ૯ ]

"ભક્તજીવનનો છેલ્લો પ્રવેશ"

"હાર હરિએ આપ્યો રે દેખે સહુ સાથમાં હોજી,
મહેતા છોડી ગયા જુનાણાનું રાજ;
આવી વસ્યા પ્રેમે રે મહેતા મંગળપુરમાં હોજી,
ભજન કરે મહેતા પાસ એકાંત;
સંતો ઘણા આવે રે દરશન કરવા કાજે હોજી,
ઉપદેશ આપી કરે મન શાંત;
ઉપદેશ લેતા રે શેખ સમશેરખાનજી હોજી;
રાખે મહેતાજીને માની દેવ:
ઓલિયા સમજીને રે જવાબ આપી વળી હોજી,
જુકીબાઇ કરતાં મહેતાજીની સેવ."
('જંગમ તીર્થ'-ગુ. દી. અં. ૪-૧૧-૩૪)

જૂની વાત અને વૃત્તાંત ઉપરથી એમ કહી શકીએ કે, હારાર્પણના પ્રસંગ પછી નરસિંહ મહેતા લાંબો વખત જુનાગઢમાં નથી રહ્યા પ્રથમ પહેલે તો તેઓ ઉને ગયા હોય એમ લાગે છે. 'દામોદરરાયજીની

મૂર્તિ' હાલમાં ઉનામાં છે અને તેજ 'દામોદરરાયજીની મૂર્તિ' જુનાગઢથી નરસિંહ મહેતા ઉને હારાર્પણના પ્રસંગ પછી લઈ ગયેલા એમ કાળજાની ક્યાછે. વિશ્વનાથ જાનીના કાવ્યમાં જે દામોદરાયજના વિગ્રહનો ઉલ્લેખ છે તે પણ એજ મૂર્તિ, કે જેમના કંઠમાં હાર પહેરાવેલો, અને જે હાર નરસિંહ મહેતાને અર્પણ થયો, અને 'હાર-માળા'નો પ્રસંગ પાર પડ્યો. નરસિંહ મહેતાના દામોદરરાયજી ઉનામાં છે તે સંબંધમાં નીચે ઉતારી લઈએ છીએ તે નોંધ પણ જરૂર બંધબેસતી થાય છે.

"સંવત ૧૫૧૨ ના માગશરે સુદ ૭ જુનાગઢમાં દામોદરરાય ભગવાને નરસિંહ મહેતાજીને હાર આપ્યા પછીથી તુરત અહીં ઉનામાં પધાર્યા છે. x x x દામોદરરાયજીના મંદિરને સરકાર ( જુનાગઢ ) તરફથી અગાઉના સમયમાં દર વર્ષે સામગ્રી વિગેરે મળતું હતું, પણ જ્યારથી સોરઠ સરકારે રૈયત પાસેથી વિઘોટી લેવાનો ઠરાવ ઘડ્યો ત્યારથી, ઠાકોરજીની સેવાસામગ્રી વિગેરેનો નિર્વાહ કાયમ રાખવા સોરઠ સરકાર તરફથી હાલ રૂા. ૨૬૬ા અંકે રૂપિયા બસોછાસઠ, ચાર આના આપવા નક્કી કર્યું છે. મંદિરના નિભાવ તરીકે બે વાડીઓ છે, તેમાં એક વાડી દેલવાડાના રસ્તા પર છે, અને તે જમીન આશરે ૬૦ વીઘાં છે; અને બીજી વાડી સીમર ( રાબર સ્થાન ) ના રસ્તા ઉપર નદી કિનારે છે, તે આશરે ૨૦ વીઘાં છે. તેની ઉપજ શ્રી દામોદરરાયજીને અર્પણ થાય છે. આ વાત સેવક નરુ મોનજી તરફથી મેળવી છે, અને હાલમાં સરકારમાં પણ તેજ નામથી વહીવટ ચાલે છે.

શ્રી દામોદરરાયજી સંવત ૧૫૧૨ માં જુનાગઢમાં મહેતાજીને હાર આપી, જુનાગઢથી સવા પ્રહરમાં મહેતાજી જોડે અહીંના ગુપ્ત-પ્રયાગમાં, જ્યાં યમુનાજીનો કુંડ છે, ત્યાં પધાર્યા; અને તે વખતે ઉનાનો વહીવટ ચલાવનાર મુખ્ય વહીવટદારને સ્વપ્નું થયું કે, મારે ઉનામાં પધારવું છે; તેથી તેમને ઉનામાં પધરાવી લાવ્યા.

બીજું તે મંદિર હાલમાં જે સ્થિતિમાં છે તે સ્થિતિમાં શાકે ૧૭૨૫માં ગોરારજીભાઈ દિવાને બંધાવી આપ્યું છે. જે હાલમાં શિખરબંધ છે. આ દામોદરરાયજીનું સ્વરૂપ અને સ્થળ જોવા જેવાં, પ્રાચીન અને દર્શનીય છે.÷

નરસિંહ મહેતા મીરાં કવિની નોંધ પ્રમાણે ઉનેથી માંગરોળ આવી રહેલા છે એમ સમજાય છે. નરસિંહ મહેતાના જીવનના છેલ્લા પ્રવેશને અંગે તેમનાં પોતાનાં પદોમાં ક્યાંયે ઉલ્લેખ નથી.કદાચ હવે પછી મળે તેવાં પદોમાં તેની પોતાની હકીકત હોય પણ ખરી; પણ પ્રિય સજ્જન મિત્ર ! આપણે તો હવે માંગરોળમાં જ રોગાઇ રહી, નરસિંહ મહેતાના જીવનનો છેલ્લો પ્રવેશ નિરખીએ. અને તેમનાં અમર સંભારણાં આપણા જીવનપંથમાં પ્રકાશ પાડે ! એવી વાંછના રાખીએ.

જુનાગઢમાં પરાપૂર્વથી જે વાત ચાલતી આવેલી છે તે એ છે કે, નરસિંહ મહેતાના 'પ્રેમ-ભક્તિ'ના હીરા સમાન સ્થૂલ શરીરમાંથી 'અમર સત્વ' ઉર્ધ્વ પંથે વૈકુંઠમાં સદાના વસવાટ માટે ઊડી ગયું, ત્યારે 'નરસિંહ ચોરા' પર 'ડોલરના ફુલનો ઢગલો' થઇ રહ્યો. જ્યારે કોઇ ચોક્કસ ઐતિહાસિક નોંધ નથી જ, ત્યારે આ વાતને પણ વધાવી લેવા જેવી છે. નરસિંહ મહેતા જેવા મહાત્મા પુરુષ, જેને શ્રી કૃષ્ણચંદ્રનો સાક્ષાત્કાર થતો, જેમની પાસે વૃંદાવનની અમર લીલાના દ્રશ્ય રજૂ થતાં, અને જેમનાં કાર્ય કરવા લક્ષ્મીપતિ લક્ષ્મી સહિત હાજર થતા, તેનો દામોદરનાં હીરા સરખો દેહ 'અવધ આવી રહી ત્યારે ફુલ-રાશિના સ્વરૂપમાં બદલાઈ જાય. દુનિયાને પ્રેમ-ભક્તિના ચમત્કારનું છેલ્લું દર્શન કરાવ્યું હોય તો તેમાં આશ્ચર્ય પામવા જેવું નથી.

---

÷ લેખક-શાસ્ત્રી રેવાશંકર મેઘજી ( દેલવાડાકર ) 'નરસિંહ મહેતાના કેવડાનો ઉકેલ' પૃ. ૧૮-૧૯. ગુ. પ્રેસ. -

આપણે મીરાં કવિની છેલ્લા પ્રવેશની નોંધ વાંચીએ તે પહેલાં પ્રાર્થના કરીએ કે, નરસિંહ મહેતાનાં અવશેષ સુરંગી 'ફુલો' જે તેમના પદ, કાવ્યો અને અનેક સ્વરૂપમાં સ્મરણો તરીકે દેશભરમા સુગંધ પ્રસારી રહ્યાં છે, તે સુગંધ આપણને આપણાં કર્તવ્યમાં, સ્વદેશપ્રેમમાં, અને સ્વાત્માર્પણમાં તાજગી આપે, અને જીવનમા આપણો પ્રભુ-નરસૈયાનો સ્વામી-સદા સર્વત્ર સહાયમાં ઉભો રહે ! ! ! અસ્તુ !

પ્રિય સજ્જન મિત્ર ! મીરાં કવિની નરસિંહ મહેતાનાં જીવનના સ્મરણોને અંગે તેમના જીવનના છેલ્લામાં છેલ્લા પ્રવેશની નોંધ અત્રે રજૂ રાખીએ છીએ, અને 'જંગમ તીર્થ' નું દર્શન-સ્મરણ જીવન-કલહમા સદા સર્વદા તાજું રહે એમ માગીએ છીએ, અને તેને શ્રી ભગવદ્ વચન સાથે જ ઘટાવીએ છીએ-

"यद्यद्विभूति मत्सत्त्वं, श्री मदूर्जित मेव वा ।
तत्त देवा व गच्छ त्वं, मम तेजोंऽश संभवम् ॥"*

( ભ. ગી. અ. ૧૦-૪૧ )

"પંદર ગોતર વર્ષ બેંતાળીસ (૧૫૪૨) માં જાણજો હોજી,
અમે કર્યાં મુહેતાજીનાં દર્શન ભાવથી હોજી,
જોયો વળી રાસ એ સત્ય વચન;"

---

* "પ્રિય સજ્જન મિત્ર ! મીરાં કવિની નોંધ જે શ્રી. બધેકાજીના સંશોધનનું પરિણામ છે. તેને વિશ્વસનીય ઐતિહાસિક નોંધ અમે તો ગણીએ, પણ જ્યારે 'નરસિંહ ચોરા' મા 'જંગમ તીર્થ' આપણા વચ્ચેથી ઉપડી જાય ત્યારે 'ફુલ-રાશિ'નું પણ દર્શન તેજ સમયે ભક્તજનોને જુનાગઢમા થયું હોય તો તે પણ માનવા જેવું જ છે કબિર વિગેરે મહાત્માઓને અંગે પણ આવા જ એક કરતા વધારે સ્વરૂપમા દર્શન થયા છે. 'અલૌકિક જીવન' માં કંઇજ અસંભવ જેવું નથી"

પંદર સેતર વરષે રે ચુમાળી (૧૫૪૪)ના શ્રાવણ હોજી,
ગોકળ આઠમ કરીને અપવાસ;
ચરણામૃત પીધાં રે મધરાત વીતતાં હોજી,
પછી કર્યું મહેતે પ્રાતઃકાળે પ્રયાણ;
મહેતાએ કીધેલી રે કેટલીક વાતડી હોજી.
બીજી મહેતા સુરજીએ કીધેલી સાર;
કર્યું તીર્થ' યોગ્યું રે શામળશાની સેવમાં હોજી,
મોટો, મોટો. તીરથનો વિસ્તાર."

('જંગમ તીર્થ'-ગુ દી. અં. ૪-૧૧-૩૪)



# નૃસિંહ મહેતાનાં કાવ્યો, પદો ઉપર ઉડતી નજર

" મેં ગાયો બ્રહ્મ તે પરમ આનંદ શું,
કરમના જીવ તે મરમ બોલે;
ધરમ ધુરંધરા તમને જાણે નહિ,
રત્ન ગુંજા કરે એક તોલે."

(નરસિંહ મહેતા)

" I put my tales of you into lasting songs. The secret gushes out of my heart. They come and ask me, "Tell me all your meanings." I know not how to answer them. I say, "Ah! who knows what they mean." They smile and go away in utter scorn. And you sit there smiling. "

( Gitanjali-Page 93– Ravindranath Tagore )

નરસિંહ મહેતાનાં ' પદો, કાવ્યો ' હાર–માળાનાં હોય કે વસંતનાં હોય, કે રાસ સહસ્ત્રપદી, ગોવિંદ ગમન, શૃંગાર માળા, ચાતુરી છત્રીશી કે ચાતુરી ષોડશી, કે શામળદાસના વિવાહનાં હોય, પણ 'પ્રેમના તંતમા સંત ઝીલે' એ વચન પ્રમાણે સર્વમાંથી 'પ્રેમ–ભક્તિ' નીતરી રહે છે. નરસિંહ મહેતાનું પ્રભુમય જીવન સર્વ પદોની પંક્તિઓમાં પ્રતિબિંબિત થાય છે.

નરસિંહ મહેતાનાં હજારો પદો, 'ગુજરાતી'ના આદ્ય સ્થાપક અને તંત્રીશ્રીને સંશોધનમાં મળ્યાં છે, અને તેને સુગ્રથિત કરી તેમણે નરસિંહ મહેતાનું સાહિત્ય 'ગુજરાત' માટે 'અમર રાખ્યું છે. નરસિંહ મહેતાના પદો, કાવ્યો, ભજનોનું વર્ગીકરણ અને થોડા નમૂના, તેમણે આપેલા અનુક્રમમા જ અમે પ્રિય સજ્જન! તારી જાણ માટે આ જીવન-વૃત્તાંતના સ્મરણોના છેલ્લા પ્રકરણે પહોંચ્યા પહેલાં નનૂ ગણાએ છીએ.

'હારમાળા,' 'ગોવિંદ ગમન,' શામળશાનો વિવાહ.' 'રાસ સંગ્રામ,' 'ચાતુરી છત્રીશી,' 'ચાતુરી ષોડશી,' 'દાણલીલા,' 'સુદામા ચરિત્ર,' 'રાસ-સહસ્ત્રપદી,' 'વસંતનાં પદો,' 'શૃંગાર માળા,' 'શ્રીકૃષ્ણ-જન્મના પદ,' 'શ્રીકૃષ્ણ-જન્મ વધાઇનાં પદ,' 'બાળ લીલા,' 'ભક્તિ-જ્ઞાનનાં પદો,' આ ઉપરાંત 'પરિશિષ્ટો' (નરસિંહ મહેતા કૃત કાવ્યસંગ્રહ) માં પણ સંશોધિત પદો આપેલાં છે, જેમાથી 'હૂંડી' 'મામેરૂં'-એ પ્રસંગોને પણ નરસિંહ મહેતાએ પોતે 'અમર' કર્યાં છે એમ સમજી શકાય છે. [ પ્રિય સજ્જન ! આ સ્મરણો સાથે આવા 'ભક્તિ-ભંડાર'નું એકસામટું પ્રદર્શન તો કેમ જ થઇ શકે ! પણ તેમાથી થોડા નમૂના અમે આ નરસિંહ મહેતાનાં સ્મરણો સાથે ઉતારી લેવાની રજા લઇએ છીએ-

હારમાળા—પદ ૧૩૧ (ન. કા. સં.)

"ધન્ય તું, ધન્ય તું એમ કહે શ્રી હરિ,<br>
નરસૈંયા તું મારો ભક્ત સાચો,<br>
મેલી પુરુષપણું, સખી રૂપે થઇ રહ્યો<br>
તાહરા પ્રેમથી હું રે રાચ્યો;<br>
તુજને મુજમાં ભેદ નહિ નાગરા,<br>
માનજે એ મારી વેલ્લાણી;<br>
હજી રે જો તને પ્રતીત ન ઉપજે,<br>
મે તને મોકલ્યું હાડું પાણી,

મામેરું મોકલ્યું તે કેમ વિસર્યું,
આપીયો હાર પ્રત્યક્ષ ભૂપ;
ત્રિભુવનમાં તુજ સમો કો નહિ નાગર,
તાહરું માહરું એક રૂપ;
તારો અક્ષર જે ગાય ને સાંભળે,
તે કુળ સહિત પવિત્ર થાય;
ભણે નરસૈંયો મીઠી બોલી શું રીઝવે,
કર જોડી કૃષ્ણજી સમ ખાયે."

'ગુજરાતી'નું નરસિંહ મહેતાને અંગે સંશોધન સતત થ‍ાય
રહે છે તેની સાક્ષી પૂરતું 'હાર–માળા'નું નવું જડેલું પદ-
'ગુજરાતી' તા. ૨૩–૧૨–૩૪................................

પદ—રાગ કેદારો

મેં આપ્યું તે તમે અપાય નહિ,
સાંભળો શામળશા સાચું રે:
કાંટામાં ઘાલી બરોબર કીજે,
ત્યારે રંગે હું રચું રે;
હાર આપ્યો તમે મુગટ સમર્પ્યો,
બાજુબંધ બેરખા રે;
પહેરવાનું પીતાંબર આપ્યું એ તો,
મૂલે મળે વૈકુંઠરાય રે;
તનમન સોંપ્યું મેં પ્રાણ સમર્પ્યો,
મુજમાં તે કંઇ નથી મારું રે:
'હું' મટી ગયો ને તે 'તું' ઠરાવ્યો,
જુઓ મન વિચારી તમારું રે;
હું થયો તારો ત્યારે તું થયો મારો,
શાનું સપાડું એમાં કહીએ રે,
ભણે નરસૈંયો ઉછાંછળા ન થશો,
સમજીને શામળિયા રહીએ રે."

નરસિંહ મહેતાની 'ભક્તિની ભાષા'ને અંગે નીચેનું અવતરણ બહુ માર્ગદર્શક છે. *

" નરસૈંની નાગરી સ્વભાવની કથન પદ્ધતિ પકડાઇ જાય તેવી છે; બેશક તે માટે સોરઠી નાગર સ્વભાવનો ઉંડો પરિચય ધરાવવો જોઇએ જ. પ્રભુને ઉદ્દેશીને કડકમાં કડક શબ્દો આ નરસૈં જેવો નાગર જ બોલી શકે. એના કાવ્યમાં બીજા સમકાલીન કવિઓની પધ્ધતિ તરફ ઓછો ભાવ, ગૂજરાતની ક્રમિક વિકાસ પામતી બોલી તરફનો મંદ આદર, અને પોતાની માતૃભાષા જીવન્ત બોલીનો જ પ્રાયઃ બહોળા પ્રમાણમાં સ્વીકાર, એ બધું આ કડક સોરઠી નાગર સ્વભાવનું દૃષ્ટ દર્શન છે. 'નાગર બટકબોલાંબોલાં કહીએ' એ તેનાં અનેક પદોમા જણાઈ આવે છે. આવી તાકાત પ્રેમાનંદમાં નથી, ત્યાં બીજા સામાન્ય આખ્યાનકારોમાં કયાથી હોય ? આ બધુંય નરસૈંની પ્રાયઃ સર્વ કૃતિઓના એક કર્તૃત્વ માટે સમર્થન કરે તેવું છે. માત્ર વિદ્વાનોએ પક્ષાગ્રહનો ત્યાગ કરી, ખરી વસ્તુથી વાકેફ થવાનો પ્રયત્ન કરવો જોઇએ."

નરસિંહ મહેતાની ભાષાને અંગે, પ્રિય સજ્જન ! ઉપરનું કથન બહુ સૂચક છે. અમે તારી પાસે નરસિંહની 'પ્રેમ ભક્તિ'ની પીંછીથી આલેખાયલું, તેમના પર પ્રથમ કૃપા કરનાર અને તેમની બાંય ઝાલી શ્રી કૃષ્ણચંદ્ર પાસે લઈ જનાર, 'ભોળા શંભુનું ભજન, તે કેવાં રસપ્રદ વસ્તુ માંપે કરે છે, તે અત્ર ઉતારીએ છીએ; અને સંસ્કૃત ભાષામા 'પ્રિય દર્શના'ના લેખક રાજકવિ હર્ષનું પણ 'મંગલાચરણ,' જેમાં શિવ પાર્વતીનો 'લગ્ન પ્રસંગ' આલેખાયલો છે, તેનું ગૂજરાતી ભાષાન્તર ( શ્રી. કેશવલાલભાઇ ધ્રુવ ) સાથે સાથે રજૂ રાખીએ છીએ, અને પ્રિય સજ્જન ! તેની સરખામણી કરવાનું તને જ સોંપીએ

* 'નરસૈંનાં સળંગ કાવ્યો'-લેખક કેશવરામ કાશીરામ શાસ્ત્રી- ગુજરાતી દીપોત્સવી અંક' ૪-૧૧-૩૪.

છીએ; માત્ર એટલું નિવેદન કરવાની રજા માગીએ છીએ કે, નરસિંહ મહેતાની રસિક બાની તે નરસિંહ મહેતાનીજ રહી છે–

'નરસિંહ મહેતાના ભોળા શંભુ'×

"ભોળા ભોળા શંભુ. તમને વિશ્વ વખાણે રે,
મૂળની વાતો તમારી, કોઇ નવ જાણે રે;
જોગીન્દ્રપણું શિવજી, તમારૂં મેં જાણ્યું રે,
જટામાં ઘાલીને શિવજી, આ કયાંથી આણ્યું રે;
કોઇ લાવે કેડે ઘાલી, કોઇ લાવે હાથે ઝાલી રે,
માથામાં ઘાલીને શિવજી, કયાંથી તમે આણી રે;
ભભૂત ચોળીને શિવજી, વાળ્યો આડો આંક રે.
મહેતા નરસૈંયાના સ્વામી, તમે જૂના છો જોગી રે."

'શ્રી 'હર્ષ' નું 'પ્રિય દર્શના' નાટકમાંનું મંગળાચરણ–( શ્રી. કેશવલાલ ધ્રુવનાં ગુજરાતી 'પ્રિય દર્શના'માંથી)........

શાર્દુલવિક્રિડીત

"ધૂણીએ અકળાઇ શીન કરની, શીળી પ્રભાએ ઠરી,
માંડી મીટ અધૂરી, નામી મૂખડું, બ્રહ્માની શર્મે ભરી;
'ગંગાની છબી' પાયના નખ વિષે, નિહાળી ઇર્ષ્યા ધરી,
રોમો પાંગરતી કર ગ્રહી, લઈ રૂડું કરો શંકરી."

'હારમાળા'–પદ ૧૩૭ ( ન. કા. સં. )

"મેં ગાયો બ્રહ્મ તે પરમ આનંદ શું,
કરમના જીવ તે મરમ બોલે;
ધરમધુરંધરા તમને જાણે નહીં,
રત્ન ગુંજા કરે એક તોલે;

× આ પદ વરસોથી અમે જુનાગઢમાં ગવાતો સાંભળેલ છે, પણ અહીં તે પદનો ઉતારો તો શ્રી. મુનશીના 'નરસૈંયો ભક્ત હરિનો' એ પુસ્તકમાંથી કર્યો છે.

નિગમ ને અગમ તે સુગમ તો તેં કર્યાં.
. ગોપિ વિહારને કોણ જાણે;
લક્ષ્મીપતિ એ રૂચે નહીં કામના,
ભોમિના ભૂર તે મર્મ આણે;
જ્યાં છે પ્રેમ ત્યાં પરમ આનંદ છે,
અન્ય આનંદ ત્યાં અન્ય હોયે;
નરસૈંયો મહામતિ ગાય છે ગુણ કથી,
કામી એ સમજે તો કામ નોયે."

*

શૃંગાર-પ્રાધાન્ય કાવ્યો ને પદોને અંગે, શ્રી. તનસુખરામભાઇ (કાવ્ય દોહન ભાગ ૭ પૃ. ૫૨-૫૩) નોંધ કરે છે, તે બહુ ધ્યાનમાં રાખવા જેવી છે...... ..

"ગુર્જર ભાષામાં મીરાંબાઇની પંક્તિની અમર કવિતા નરસિંહ મહેતાની તથા દયારામની છે, પણ નરસિંહ મહેતા તથા મીરાંબાઇની કવિતા અલૌકિક શૃંગારમૂલક છે. × × × નરસિંહ, મીરાં, .દયારામ આદિનાં પદોમાં રાધાકૃષ્ણને નાયિકા નાયક ગણ્યાં છે. એ ઉભય મધ્યેનો શૃંગાર પરકીયા વિષયક છે. કેટલાએક અતલસ્પર્શી વાંચકો, વિવેચકો અનીતિ ગણે છે તેમ નથી. તેના પરકીય વિષયક શૃંગારને ઉદ્દેશી તે પદો રચનાં, તે લેખકોની પ્રવૃત્તિ થઇજ નથી.

અત્રે રાધા-કૃષ્ણના પરસ્પર પ્રેમની નીતિવિષયક ચર્ચાને, કંઇક અપ્રસ્તુત અને કંઇક દીર્ઘતા દોષાપાદક ગણીને, તે ચર્ચાને સ્પર્શ ન કરતાં, આટલુંજ કહેવું યોગ્ય છે કે, રાધાકૃષ્ણની પ્રીતિ તે યથાર્થ ભક્તિના આદર્શ રૂપ-ઉપમાન ભૂત ઉપર પ્રેમ ગણાય છે તેનો પ્રતિપાદ્યાર્થ આજ છે કે-પરકીયાનો જેવો પ્રિયતમ ઉપર પ્રેમ હોય છે, તેવો પ્રેમ ભક્તે પર રાખવો. એજ પ્રેમ-ભક્તિ છે, એજ પ્રેમ રસસ્વાદ છે.
પ્રતિ પ્રેમ તેવો જ હોવો જોઇએ. પરકીય પ્રેમમાં

પ્રેમની પરાકાષ્ઠાનો પ્રતીતિ પ્રાકૃત લોકોને સ્પષ્ટતર થાય છે, તેથી તે દૃષ્ટાંતરૂપે પસંદ કરાય છે. પરકીયા જેમ અનેક કષ્ટો અને સંકટો, સ્વપ્રિયતમનું દર્શન પણ લેવા સહે છે, તે ભક્તે પણ મુક્તિરૂપ દુષ્પ્રાપ્ય વસ્તુ પ્રાપ્ત કરવા સહેવાં; એવા તપનું ફળ અંતે અભેદભાવ થાય છે, તે દાસત્વ, સખ્યત્વ આદિ ભક્તિના અપરભાવો કરતાં ઉત્કૃષ્ટ છે."

શૃંગારમાળા–પદ ૧૪૬ ( ન. કા. સં. )

"તું મારે ચાંદલીયે ચોંટયો રાજ, સારા મુરતમાં હામળિયો રે,
ક્ષણ એક વહાલા અળગા ન થાઓ, રાજ પ્રાણજીવન વર પાતળિયો રે;
ખડકીએ જોઉં ત્યારે અડકીને ઉભો, બારીએ જોઉં ત્યારે બેઠો રે,
શેરીએ જોઉં ત્યારે સન્મુખ આવે, વ્હાલો અમૃતપેં અતિ મીઠો રે;
જમતાં જોઉં ત્યારે મારી જોડે બેઠો, સૂતાં જોઉં, મારી સેજડીએ રે,
વૃંદાવનને મારગ જાતાં, આવીને વળગ્યો મારી બેલડીએ રે;
પ્રીત કરે તેની કેડ ન મેલે, રસ આપે અતિ રસિયો રે,
નરસૈંયાચો સ્વામી ભલે મળીયો, મારા હૃદયકમળમાં વસિયો રે."

*

શૃંગારમાળા–પદ ૧૬૬ ( ન. કા. સં. )

"આજની રાતની, વારતા શી કહું, સ્વપ્નમાં શામળા સંગ પરણી,
ચોરીમાં પરવરી, પાસ બેઠા હરિ, બાધ મારા કર્મની કોણ કરણી;
ચાર વેદે કરી, ચાર ફેરા ફરી, શ્રી હરિએ મારો હાથ ઝાલ્યો,
ધૃત તણા દીપક, મંડપ ચોરી રચી, આંગણે નંદ આનંદ માહાલ્યો;
થાળ કુમકુમ ભરી, મોડ મસ્તક ધરી, જસોમતિ સાસુને પાય લાગી,
નરસૈંયાચા સ્વામીને, સંગ રમતી હતી, એટલે ઝબકીને હું રે જાગી."

*

શૃંગારમાળા–પદ ૧૭૦ ( ન. કા. સં. )

"ઉભો રહેની ગોવાળિયા, તારી મોરલી મીઠી વાય,
અલ્યા છેલ છબીલા નંદના રે, તું ગીત મધુરાં ગાય;
અમો સઘળી સહીયર રીઝશું, ત્યારે આપશું ગોરસ દાણ,
કહું છું કાનજી એટલું રે, મારો પાલવડો માં તાણ;

પાંસર મેવની પાતળા રે, લોક સાથે શાં લાડ,
કહું છું કાનજી તમને રે, ખાશો મારા મુખલડાની ગાળ;
કામણ ટુમણ તારી વેણુમાં રે, તારી આંખલડીમાં છે જંત્ર,
વશ કીધી વ્રજનારીઓ રે, તું ક્યાંનો શીખ્યો એ મંત્ર;
તારું મુખ દીઠે સુખ ઉપજે રે, મારાં નયણાં શીતળ થાય,
નાચી દેખાડો નાથજી રે, માહરા તનના તાપ સમાય;
પીળા પીતાંબર પહેરીયાં રે, મોર મુગટ ધરીયો શીશ
વૃંદાવનની કુંજ ગહનમાં રે, ચાલો રાસ રમીએ જુગદીશ;
ગોપી મહુ ટોળે મળી રે, હીંડે છે મોડા મોડ,
નરસૈંયા ના પ્રભુ પાતળા રે, મારાં ભવનાં બંધન છોડ."

*

શૃંગારમાળા-પદ ૧૬૧ ( ન. કા. સં. )

( રાગ-કેદારો )

"ઓધવ કહેજો રે, હરિને એટલું રે,
કે અમને તમારો આધાર;
વિખડાં પાઈને રે, વહાલો શેં નવ ગયો રે,
કે દુઃખ દેખાડયાં દીન દયાળ:
દુખડાંની દાઝી રે, ઓધવ દેહ કેમ વળે રે,
કે હરિ વિના હોળી હૃદયાં માંહે;
કે મેહ તણા ભડકા રે, ઓધવ જો સમે રે,
કે બળવંત આવી ઝાલે બાંહે;
માહરા મન વિષે રે, હરિની દામ છું રે,
કે ધણી તમો સાચો માનવ સાર;
કે હવે તેને રે, જોવા આવજો રે,
કે મુવા પછી લેજો રે સંભાળ;
કે સાધુને વળાવી રે, ઓધવ આવીયા રે,
મથુરાં નગરની મોઝાર;
ગોપીજન નિત્યે રે, નરસૈંયાના સ્વામીને કહીએ રે,
કેમ નયણે વહે આંસુડાંની ધાર."

### શૃંગારમાળા પદ–૭ (ન. કાં. સં.)

(રાગ–પ્રભાત)

પ્રાતઃ થયો મારો પાલવ મેલો, વેરણ નણદી જાગે રે,
દિનકર ઉગ્યો થયું અજવાળું, ઝીણાં વલોણાં વાગે રે;
સખી રે માંજની સેજ્યાએ આવી, પેર પેર મળી સંગ લીધો રે,
આવભાવ લીધો મનગમતો, અમૃતની પેરે પીધો રે;
પ્રાતઃ ક્ષામ ક્ષામ રડાડંક દીસે, અધર થયા રંગ રાતા રે,
વ્યભિચારીનાં નોહોય એ લક્ષણ, કો દેખે જાતાં વળતાં રે;
મૂણો તમો નારી અમો બ્રહ્મચારી, અમને તે કોઇ એક જાણે રે,
વેદ ભેદ લહે નહીં મારો, મુને સનકાદિક નારદ વખાણે રે;
એક જાણો છો વ્રજની ગોપી, કે રસ જયદેવે પીધો રે,
ભગતેઃ રસ અવનિ ઢળતો, નરસૈંયે તાણીને લીધો રે.

*

### હીંડોળા પદ–૩૫ (ન. કા. સં.)

(રાગ–ધન્યાશ્રી)

ઝાંઝર ઝમકે ને ઝૂલે હીંડોળે,
શ્યામસુંદરને સખી વાયુ ઢોળે;
દામની દમકે ને ગગનમાં ગાજે,
ભ્રકુટી ધનુષ્ય પર શોભા બિરાજે;
લીલાંબર પીતાંબર સોહિયે,
નરખી હરખી માનુની મન મોહિયે;
નેત્રાંબુજ નાશા કીર જેવી,
છે દશન પંક્તિ દાડિમ બીજ તેવી;
આમ્ર કાતળી શા અધર મોહંતા,
લાલ ગાલ ઓના મોહંતા;
બ્રહ્માદિક રૂપ જોઇ ધન ધન કહેતા,
મુનિએ ન દીઠું રૂપ ધૂમ્રપાને રહેતા;
એ રૂપ નહીં દ્વાપર, નહીં ત્રેતા,
એ રૂપ નિત્ય જુવે નરસિંહ મહેતા.

"અખિલ બ્રહ્માંડમાં એક તું શ્રી હરિ જૂજવે રૂપે અનંત ભાસે,
દેહમાં દેવ તું તેજમાં તત્ત્વ તું, શૂન્યમાં શબ્દ થઈ વેદ વાસે;
પવન તું, પાણી તું ભૂમિ તું ભૂધરા, વૃક્ષ થઈ ફૂલી રહ્યો આકાશે,
વિવિધ રચના કરી, અનેક રસ લેવાને, શિવ થકી જીવ થયો એજ આશે."

\+ + + +

"જ્યાં લગી આતમા તત્ત્વ ચિન્યો નહીં, ત્યાં લગી સાધના સર્વ જૂઠી."

\+ + + +

"સુખદુઃખ મનમાં ન આણીએ, ઘટ સાથે રે ઘડિયાં;
ટાળ્યાં તે કોઈનાં નવ ટળે, રઘુનાથનાં જડિયાં."

\+ + + +

ઘડપણ કેણે મોકલ્યું, જાણ્યું જોબન રહે સૌ કાળ,
ઉમરા તો ડુંગરા થયા રે, પાદર થયાં પરદેશ,
ગોળી તો ગંગા થઈ રે, અંગે ઉજળા થયા છે કેશ."

\+ + + +

"જાગને જાદવા કૃષ્ણ ગોવાળિયા, તુજ વિના ધેનમાં કુણ જાશે,
ત્રણસેં ને સાઠ ગોવાળ ટોળે મળ્યા, વડો રે ગોવાળિયો કુણ થાશે."

\+ + + +

"કોણ એ સમાના કામની, દશ ફળીએસ રામા,
દ્રૌપદીની લજ્જા રાખવા, હરિ ઉભા છે સામા."

\+ + + +

"એ પેલો ચાંદલિયો, આઈ મુને રમવાને આલો,
નક્ષત્ર લાવીને માતા, મારા ગજવામાં ઘાલો;
રૂવે રૂવે ને રાતડો થાયે, ચાંદા મામું જૂવે,
માતા રે જશોદાજી, હરિનાં આંસુડાં લુવે."

\+ + + +

"જલ કમળ છાંડી જાને બાળા, સ્વામી અમારો જાગશે,
જાગશે તને મારશે, મને બાળહત્યા લાગશે."

× × × ×

"જાગીને જોઉં તો જગત દીસે નહીં, ઉંઘમાં અટપટા ભોગ ભાસે,
ચિત્ત ચૈતન્ય વિલાસ તદ્રૂપ છે, બ્રહ્મ લટકાં કરે બ્રહ્મ પાસે."

× × × ×

'પ્રકૃતિનું વર્ણન' નરસિંહ મહેતાની અજબ કલાની પીંછીથી ચિતરાય છે–

"પ્રભાત જાણી પંખીડાં રે ઊડયાં, કાક કરે ત્યાં કાકા રે,
પપૈયા તો પિયુ પિયુ ઝંખે, શુકા કીકો કરે વડ શાખા રે;
મોર ટૌકાર કળા કરે સુંદર, આંસુ વહે ઢેલ વીણે રે,
પલાશ પર રૂડા પોપટ બોલે, કોયલડી ટૌકે સ્વરે ઝીણે રે;
ચક ચક કરતી ચકલિયું આવે, જાણે વિયોગ તો ભાગે રે,
ખુશ ખુશ ખુશ ખિશકોલી કહે છે, રાધાને રૂડું ન લાગે રે;
વાછરૂ ભાં ભાં શબ્દ જ ભણતાં, માયો બાં બાં શબ્દ બોલે રે,
શીતળ મંદ પવન સુવાસિત, વામા વસ્ત્ર ફરાડી ડોલે રે;
તે ટાંણે તો જાગિયા અક્રૂર, જાણે ભઈ ગયો ભોર રે,
નરસૈંયાના સ્વામી વિણુ ન જાણ્યું, કે છે ગોપિયોનો શોર રે."

(ગોવિંદ ગમન–પદ ૧૦, ન. કા. નં.)

"આ વિધે કૃષ્ણ ચરિત્રનાં, ગાય મધરાતે પ્રભાત,
વિરહે કૃષ્ણ કૃષ્ણ ઉચરતી, જૂએ વહાણું વાયાની વાટ;
જો કો સામાન્ય સ્ત્રીઓ ગાય તો, મધ્ય રાતે પ્રભાત,
ત્રાસનાં માર્યાં ઊડે પંખીડાં, રાધા સ્વરની શી વાત;
વૃંદાવનનાં વિહંગમ વિલાસિયાં, નિત રૂડાં સૂણતાં ચરિત્ર,
તે શબ્દ સૂણીને કેમ શાંત રહે, થયેલાં અંગ સર્વ પવિત્ર,
પંખી માત્ર નહિ પણ પશુ જાગિયાં, સૂણી સ્વામિની મુખ વાણ;
ત્યાં સ્થિર જમના લાગી ડોલવા, સ્વર થયો જળચરને જાણ;
સ્વર સૂણિયો સૂરજ દેવતા, પાળા ધાય કરવા પ્રકાશ,
સ્વર સૂણી રે કમળ ખીલીયાં, ઉપન્યો પોયણીને ત્રાસ;

ઘુવડ રે ગભરાઈ નાશિયા, નાઠી નાથ પ્રથમ ખાનાર,
ચામાચીડિયાં ચીબડી નાશી ગઈ, પંખીએ મૂક્યા માળા બાર
શિયાળીએ શબ્દ છોડિયા, મીંદડાએ મૂકી શિકાર;
સર્પ વિણ સિંહ નાશી ગયા, ગયાં વાઘ વરુ તેણી વાર,
માંકડ ચાંચડ રે ભૂખ્યા રહે, મકોડો મચ્છરે શોર,
આ વિરહી પ્રાણી રે જાગ્યાં ઉઠયાં, ન જાગ્યા, જાગી નંદકિશોર;
હરિ જગાડવા આવી ગોપીઓ, પૂછ્યા રાધાને સમાચાર,
બાઈ તુજને હરિ મળ્યા હશે, તારા પ્યારા નંદકુમાર;
રાધા કહે હું પણ બાઈ તમ જ શી નફટ, નથી દીઠા નંદલાલ,
રાખી નિશે હવે તો ઉતારિયાં. નરસૈંના સ્વામીએ વહાલ."

(ગોવિંદ ગમન-પદ ૯, ન. કા. સં.)

નરસિંહ મહેતાની નિરીક્ષણ શક્તિ સર્વત્ર પ્રભુનું દર્શન કરતી વિધવિધ રીતે આપણે અવલોકીએ છીએ. 'નિરખને ગગનમાં કોણ ઘૂમી રહ્યો' વળી 'રાત રહે જ્યાહરે પાછલી ખટઘડી' તે સમયે જાગતાં અને ચિંતન કરતાં, નરસિંહ મહેતાની નજર આકાશની 'શોભી કચેરી' તરફ ફરતાં, 'હરિણિયો આથમ્યો' જોઈ, આકાશમાં અમર કોતરેલા ગૂઢાક્ષર તરફ આપણું આકર્ષણ કરાવે છે. કાવ્યો, પદો, કવિતા સર્વમાં જ, આપણે નરસિંહ મહેતાનો એક કરતાં વધારે દષ્ટિબિંદુથી તપાસીએ, તોપણ વિકાસ પ્રમરતો જોઈએ છીએ. શૃંગારમાં 'પ્રેમ-ભક્તિ' અને 'ભક્તિ-યોગ' અને પછી 'જ્ઞાન-યોગ', અને 'સ્વાનુભવ રસિક તત્ત્વ' માંથી 'સર્વાનુભવ રસિક તત્ત્વ' દેખા દે છે, તે અભ્યાસીને સહજ સમજાય તેમ છે.

નરસિંહ મહેતાની જ્ઞાન-સામગ્રી અખૂટ છે. કુદરતની એકતાનતા સાધનારને કુદરતનો ખજાનો ખુલ્લો થઈ જાય છે. અને કુદરત કહો કે દૈવી-શક્તિ કહો, પણ આવા સાધુ મહાત્મા દ્વારા સર્વદેશીય ચમત્કૃતિનું દર્શન વિધવિધ રીતે કરાવે છે.

નરસિંહ મહેતાની 'કવિતા'માં અલંકારો પણ સાહજિક ગુંથાઇ વણાઇ રહ્યા છે, અને તે પ્રિય સજ્જન! અમે શ્રી નરસિંહ મહેતાની કવિતાના અભ્યાસી રા. રા. જયસુખરાય પુ. જોશીપુરાનાજ પુસ્તકમાંથી વિદ્યા-વિલાસી જીજ્ઞાસુ માટે આંહી કુનારી લેવાની રજા લઇએ છીએ-

"એહ ગુણ ઉપમા એહ તોલે"

( ગોવિંદગમન ) અનન્વયાલંકાર

"સલિલ વિણ સુખશે વેલ પ્યારી"

રૂપકાલંકાર

"વદને કાજલ કર્યું, હાર વિણ હાર જર્યું,
તાંબુલ લાગીયાં કંચ મારા."

અસંગત્યાલંકાર

"કેવડા ઉપર કાલી જશો સર્પ એ,
અલિ વળી સર્પ એમ શબ્દ સહિયો."

શ્લેષાલંકાર

"પડી પ્રેમને પાશ હાં હાં"

( દાણલીલા પૃ. ૧૮ ) પરિણામાલંકાર

"પલાશનું ફુલ શું, રાતું દુકુલ શું,
જાણે અધિક એથી મહે રાતી બાલી."

( સુરત સંગ્રામ ) વ્યતિરેકાલંકાર

"ચંદ્ર વિંટયો જેમ ચાંદરણીએ, તરુવર વિંટયો વેલી રે,
ગોવિંદ વિંટયો ગોવાલણીએ, હંસાગમની હેલી રે."

દ્રષ્ટાંતોપમાલંકાર

"હાર વિણ ઉર નહીં, ઉર વિણ હાર નહીં;
તેમ અન્યોન્ય શત દીપે:
શૂર વિણ સૈન્ય નહીં, સૈન્ય વિણ શૂર નહીં,
દીપ ઝળકાટ અનોન્ય દીપે."

ઉપમેયોપમાલંકાર

"+ + + વૃક્ષ વેલી ગર્વ રૂપિ ગણી
ભક્તિ તે રાધિકા, મુક્તિ જશોમતિ, વ્રજ વૈકુંઠ તે વેદવાણી,
નિગમ વસુદેવજી, માય ગોપી રૂપા, દેવકી બ્રહ્મવિદ્યા કહાવે,
બ્રહ્મા કરે લાકડી, વેણુ મહાદેવજી, પંચ વદન કરી ગાન ગાવે."

સાંગરૂપક

નરસિંહ મહેતાની સંગીત શાસ્ત્રની નિષ્ણાતોને મગરૂર કરે તેવી તૈયારી છે. શ્રીયુત જોશીપુરાના પુસ્તકમાં નરસિંહ મહેતાએ યોજેલા રાગ-રાગિણીની ગણના છે તે પણ એકમહા, રસિક વાંચનારને જોવામાં આવી જાય, એટલે તેની નોંધ કરી લઇએ–

"આશાવરી, રામગ્રી, ગોડી, દેસાખ, સારંગ;
બિહાગડો, કાલેરો, નટ, મલાર, મેવાડો:
બિલાવલ, વસંત, હોરી, કેદારો, કલ્યાણ,
ધન્યાશ્રી, દેવગાંધાર, પંચમ કાફી, સોરઠ, વિગેરે.

(નરસિંહ મહેતાનું જીવન-કવન, પૃ. ૧૧૩-૧૧૬)



## ગૂજરાતના
## જૂના અને નવા યુગના વિદ્વાનોને થયેલું
## નરસિંહ મહેતાનું દર્શન

" From the words of the poet men may take what meanings please them, yet their last meaning points to thee."

(Gitanjali–Ravindranath Tagore)

" આ ણુ ને વળી ભક્ત હરિનો, સોનું ને સુગંધ,
ધન નાગર નરસૈંયો, જેણે રચ્યા બહુ પ્રબંધ."

**(વિશ્વનાથ જાની)**

**ન**રસિંહ મહેતાના સમયને પાંચસો વરસ થઇ ગયાં છે, આટલા લાંબા સમયના ગાળામાં ગૂજરાતના જૂના કવિઓ, વિદ્વાનો, લેખકો, સાહિત્ય-વિલાસી સજ્જનોએ, જેટલું નરસિંહ મહેતાને અંગે વિવેચન કરી કરાવી સ્મરણુ તાજુંને તાજું ગૂજરાતને અર્પ્યું છે, તેટલું ભાગ્યે જ કોઇ કવિ, ભક્ત, સંત–મહંત માટે થયું હોય ! નરસિંહ મહેતાના જીવનનાં સ્મરણો, પ્રિય સજ્જન ! તારી પાસે મૂકીએ છીએ ત્યારે તે વિદ્વાનો, શોધકો અને લેખકોની નામાવલિ અમે અહીં ઉતારી લઇએ છીએ; અને અમારે એટલું જ કહેવું પડે કે, તે નામાવલિનો મોટો ભાગ પણ અમારે 'ગુજરાતી'ના વર્તમાન તંત્રી શ્રી. નટવરલાલ ઇચ્છારામ દેસાઇના **'નરસિંહ મહેતા કૃત કાવ્યસંગ્રહ'** માંથી જ લેવાનો છે.

| (૧)<br>જૂના કાળના કવિઓ | (૨)<br>નવા યુગના કવિઓ લેખકો, સંશોધકો, વિવેચકો વિગેરે |
| --- | --- |
| વિશ્વનાથ જાની<br>(નરસિંહ ચરિત્ર) | દલપતરામ કવિ<br>નર્મદાશંકર<br>ડાહ્યાભાઈ |
| પ્રેમાનંદ<br>(કાવ્યદોહન ભાગ ૮ શ્રાદ્ધ, મામેરું હુંડી, હારમાળા વિ. પ્રસંગો) | હરગોવિંદદાસ કાંટાવાળા<br>ઇચ્છારામ સૂર્યરામ દેસાઈ<br>(કાવ્યદોહનના ભાગોમાં અને નરસિંહ મહેતા કૃત કાવ્યસંગ્રહમાં નરસિંહ મહેતાનું સાહિત્ય) |
| વલ્લભદાસ<br>(નરસિંહ ચરિત) | |
| આધાર ભટ્ટ<br>(શામળશાહનો વિવાહ) | નટવરલાલ ઇચ્છારામ દેસાઈ<br>ડૉ. હરિલાલ ધ્રુવ |
| મોતીરામ<br>(શ્રાદ્ધ) | ચતુરભાઈ પટેલ |
| મુળજી ભટ્ટ<br>(શ્રાદ્ધ) | જયસુખરામ પુરુષોત્તમરાય જોશીપુરા |
| દયારામ<br>(મોસાળું) | પ્રોફેસર શંકરલાલ શાસ્ત્રી બહાઉદ્દીન કોલેજ |
| ગોવિંદરામ<br>(નરસિંહ ચરિત્ર) | જેઠાલાલ વાડીલાલ દલાલ |
| ભગવાનદાસ<br>(શ્રાદ્ધ) | દાજી નાગેશ આપ્ટે<br>(મરાઠીમાં) |
| રણછોડ પૂર્ણાનંદ<br>(શ્રાદ્ધ) | 'મંગલ'<br>(હિંદીમાં) |

| | |
|---|---|
| નાભાજી કૃત ભક્તમાળામાં | ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠી |
| (નિવેદન) | |
| મીઠો કવિ | આનંદશંકર બાપુભાઇ ધ્રુવ |
| (જંગમ-તીર્થ. જીર્ણું વિ.) | કેશવરામ કાશીરામ શાસ્ત્રી |
| હરિદાસ | |
| (વંશાવેલી) | રામલાલ ચુનીલાલ મોદી |
| મીરાંબાઇ | |
| (મામેરું) | શાસ્ત્રી રેવાશંકર મેઘજી |
| | બધેકા જમજીવન નરભેરામ |
| | મુનશીજી કનૈયાલાલ |
| | કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી |
| | માનશંકર પિતાંબરદાસ મહેતા |
| | 'લલિત કવિ' |
| | હરિરાય ભગવંતરાય બુચ |
| | અમૃતલાલ જટાશંકર બુચ |
| | નયનસુખરાય વિનોદરાય મજમુદાર |
| | અનંતપ્રસાદભાઇ વૈષ્ણવ |
| | છેલશંકર કૃપાશંકર વૈષ્ણવ |

આ ઉપરાંત પણ ઘણા અભ્યાસીઓએ પ્રસંગોપાત નરસિંહ મહેતા સબંધમાં જરૂર કંઇને કંઇ લખ્યું જ હશે, અને તેમનાં નામ અહીં રજૂ કરી શકયો પણ ન હોઉં તો તે સજ્જનો મને ઉદાર દિલથી માફી આપશે એવી નમ્ર યાચના છે.

નરસિંહ મહેતાની ખ્યાતિ ગુજરાતમાં જ નહિ પણ હિંદુસ્તાનના સર્વ પ્રાંતોમાં પહોંચી હતી, અને તેની સાક્ષી જે તે સ્થાનોના તે સમયના લેખકો, કવિઓ, વિદ્વાનોએ જે નોંધ પરમ ભક્ત નરસિંહ મહેતાની લીધી છે તે પૂરી પાડે છે; અને તે સર્વનો સર્વાંગે ખ્યાલ, પ્રિય સજ્જન ! તને 'નરસિંહ મહેતાના કોયડાનો ઉકેલ' એ પુસ્તકનું વાંચન જ આપી શકશે. અહીં તેની ઉડતી નજરે આ 'સ્મરણો' સાથે સાથે તને જાણવાનું મળે એટલા પૂરતી નોંધ લઇએ છીએ.

શ્રી. જગજીવન નરભેરામ ઓઝાની સંશોધન કરેલી નોંધ પ્રમાણે નરસિંહ મહેતાનું નિવેદન જુદે જુદે સ્થળે થયેલું જોવામાં આવે છે.

"सौराष्ट्रे जीर्णदुर्गे च भक्त नर्सिंह नागरम् ।
द्रष्टया दुःखमयं हारो ऽ दद्दामोदरः स्वयम् ॥"

'ભક્તિ-દર્પણ' [સં. ૧૫૪૯] ... ગોવિંદ સ્વામી (પંઢરપુરના)

"સોરઠમાં જીર્ણદુર્ગમાં ભક્ત નરસિંહ નાગર થઈ ગયો તેનું દુ:ખ જોઈને શ્રી દામોદરે પોતે હાર આપ્યો."

'ધર્મ ધ્વની' [સં. ૧૫૩૪] ... ધર્મદાસ (બાંધવગઢના) ની મહેતાજીને અંજલિ

દુહો

"કૃષ્ણ સ્વા મમ સમજ ગયે, સખી રૂપમેં ભક્ત.
નાગર નરહરિ પ્રભુ પરે, પૂર્ણ ભયે આસક્ત;
ચોટી ગુરૂ મમ હરન દુ:ખ, પુણ્ય પુંજ સુખધામ.
પાપ નિવારણ પરમ ગતિ, વાર વાર હિ પ્રણામ."

'ગુરૂ મહિમા' [સં. ૧૫૩૦] ... હરિસ્વરૂપાનંદ પરમહંસ (સંસ્કૃતમાં)

अचिनोति हि शास्त्रार्थं नाचारे स्थापयत्यपि ।
स्वयं माचरते यस्मादाचार्यः परिकीर्तितः ॥
गुकार स्त्वन्धकारस्यात् रुकार स्तन्निरोधकः ।
अंधकार निरोधित्यात् गुरु रित्यभिधीयते ॥
एव मुक्तो नृसिंहो वै कृष्ण भक्तः प्रतापवान् ।
गुर्जराणा मलंकारो नागर कुल दीपकः ॥

શાસ્ત્રોનું જે આલોચન કરે છે અને વર્તનમાં સ્થાપન કરાવે છે, પોતે તે પ્રમાણે આચરે છે. તે માટે તેવાને 'આચાર્ય' કહે છે.

'ગુ'કાર એટલે અંધકાર, અને 'રુ'કાર એટલે તેનો નિરોધ કરનાર–અંધકારનો નિરોધ કરનાર હોવાથી 'ગુરૂ' તેને કહે છે.

આ પ્રમાણે કૃષ્ણ ભક્ત પ્રતાપવાન ગૂર્જરગતીઓના ગલંકારરૂપ નાગર કુલદીપક નરસિંહે કહેલું છે."

શ્રી. અંબેલાલ જ્યારે 'આચાર્ય' અને 'ગુરૂ'ની નરસિંહ મહેતાની આપેલી વ્યાખ્યાની નોંધ ઉતારી લે છે. અને જે અમે ઉપર આપી છે, ત્યારે સાથે સાથે 'વૈષ્ણવ જન'ની વ્યાખ્યાનું સ્મરણ પણ પ્રિય વાચનાર ! તને અમે કરાવવાની તક લઇએ છીએ; કે જે 'વૈષ્ણવ જન'ની વ્યાખ્યા પ્રમાણે 'આચાર-વિચારની ઘટના' સર્વ દેશકાળમા સર્વને બધ બેસે તેવી છે, અને જેને આજ 'વિશ્વ-શાંતિ' કે 'સર્વ ધર્મ ભ્રાતૃત્વ' વિગેરેથી સર્વ કોઇ ઝંખે છે તે નરસિંહ મહેતાના 'વૈષ્ણવ જન' બનવાથી સર્વને સિદ્ધ થાય તેમ છે

એક બીજી વ્યાખ્યાનુ સૂચન પણ, પ્રિય સજ્જન ! અમે નમ્રતાપૂર્વક રજૂ રાખીએ છીએ. "પતિવ્રતા નારીએ કથને પૂછવુ, કથ કહે તે તો ચિત્ત ધરવું" નરસિંહ મહેતાનુ, 'સ્ત્રી કેળવણીનું સૂત્ર' તે આજ. દેશભરના અગ્રણી હિતૈષી પાસે 'કેળવણી નો સવાલ જ જ્યારે એક કર ઝૂલતો જ રહેલો છે, એમ અમે નમ્રતાપૂર્વક માનીએ છીએ, ત્યારે 'સ્ત્રીઓ'ની કેળવણી આ નરસિંહ મહેતાના 'નગદ-મત્ર' પર સ્થિતિયુક્ત થાય એવી અમર યોજના ઘડવા, સ્વદેશી પ્રેમી કેળવણીકારો કટીબદ્ધ થાય, એવું અંતરથી ઇચ્છીએ છીએ.

**'અલી ભગવાન'** [ સ. ૧૫૪૧ ].... .............. ... . .

અલી ભગવાન એક મુસ્લીમ વૈષ્ણવ થઈ ગયા છે, અને તેમણે પણ નરસિંહ મહેતાને અંગે ઉલેખ કરેલો છે, જે મથુરામાં પ્રગટ થતા ત્રૈમાસિકમાંથી શ્રી. અંબેલાલે સંશોધિત કરી મેળવેલ છે.

"અધહાર શ્રીકૃષ્ણકે, નરસૈયા ગુન ગાય,
લીલા દેખી નેત્રમેં, ઐસી દેત દીખાય;
તન કીર્તિ પ્રચારકા, કેમેં પાઉ પાર,
ઐસી રૂપમેં વૈકુંઠમેં, વિધ વિધ કીયા વિહાર;
પક્ષપાત બિન દશ ગુન, ગાને વાતે એક,
ભક્ત ભયે સૌરાષ્ટ્રમેં, હંસ સમાન વિવેક."

'વૈષ્ણવ પ્રમોદ ગ્રંથ' [સં. ૧૫૨૫]... મહેતાજીના શિષ્ય વિષ્ણુદાસ સ્વામી ( ગ્વાલિયરના )
ગ્રંથારંભની સ્તુતિમાં લખે છે–

"सदा नमस्कार करोमि भक्त्या।
ज्ञानानुराग महिमा तिशयांत्त सीम्ने।
नृसिंह दत्ते खलु नागराय।
दामोदराय भवसागर तारणाय॥"

"જ્ઞાનાનુરાગના મહિમાની સીમાને ઓળંગી ગયેલા એવા નાગર નરસિંહ ગુરુને, તેમજ ભવસાગરના તારણરૂપ દામોદરરાયને, હું ભક્તિથી સદા નમસ્કાર કરું છું."

* * *

નર્મદાશંકર.........

"ભરતી–ઓટને આધીન નહિ એવી રૈવાળ તળની નાની નદી શરદ ઋતુમાં સવારે, બપોરે, સાંજે, રાતે ચાંદરણામાં પવનથી લહેરી કરતી હોય તેવી નરસિંહની કવિતા છે, ને એ જાતમાં ભળતી કવિતા મીરાંબાઈ સિવાય બીજા કોઈની આપણી ભાષામાં જોવામાં આવતી નથી"

૪. ગૂજરાતના સુપ્રસિદ્ધ વિદ્વાન નવલકથાકાર ગોવર્ધનરામભાઈ 'ગુજરાતી ભાષા'ના ઇતિહાસનું દિગ્દર્શન કરાવતા નરસિંહ મહેતાને

---

× પ્રથમ સાહિત્ય પરિષદ રિપોર્ટ ( ઈ. સ. ૧૯૦૫ )

અત્રે લખે છે કે (ઇ સ ૧૪૦૦–૧૫૦૦) પૂર્વાર્ધ...અમદાવાદમા પ્રથમ સુલતાનીનો પાયો ન ખાયો, અને આખા ગૂજરાતમા તેમના તરફનો ક્ષોભ વ્યાપી ગયો હતો, તે સમયે માત્ર બે સ્થાને–નર્તાકના જુનાગઢમા અને મીનબાઇના દ્વારકામા–જેની ઉજ્જ્વ સ્થિતિએ મ[illegible] રાજાને કે સુલતાનને આઠમા શતક પછી આકર્ષ્યા નથી–ત્યાજ શાતિનો ઉદય થયો હતો. કુ[illegible] ગૂજરાતની ઉપર ચઢાઈ કરતો હતો, પરતુ તેના બીજા ખુણામા પડેલી દ્વારામતીમા જઇ શકે એમ ન હતું. તે દ્વારમતીએ મીરાને શાતિ અને આશ્રય આપ્યા હતા, ત્યાર નરસિંહને સ્વદેશે આશ્રય આપ્યો હતો ગૃહ–કુટુબ અને જ્ઞાતિ સાથે ઉભય ભક્તોએ સબધ છોડયો હતો, અને શ્રીકૃષ્ણ સાથે નવો સબધ બાંધ્યો હતો ઉભયની કવિતામા અકૃત્રિમ શૈલી અને હ[illegible] છે કઇ શકિતએ દીવાસળી બનીને એમના હૃદયમા નવી જ્વાલાઓને પ્રગટી, અને કયા તેનથી એ જ્વાલાઓ તેમના મરણ સુધી હોલાઇ નહિ અને તેમના ઉત્તરાધિકારીઓને દયાર્દ્ર કરતી ગઈ, એટલા પ્રકરણની શોધમા ચમત્કૃતિ હોવી જોઇએ. ગૂજરાતના આદિ કવિઓમા આ જ્વાલાઓ ગૂજરાત બહારના કોઇ પ્રસિદ્ધ નવા ધર્મ પ્રવર્ત્તકોમાથી નથી આવી, કારણ કે તે સર્વ કલિયુગના આયુષ્ય પછી જન્મ્યા અથવા ઉભવ્યા છે તેમજ સર્વ પ્રવર્ત્તકોના ઉપદેશના બીજ નરસિંહ અને મીરાના કાવ્યોમા છે, અને તેની કીર્તિ ગૂજરાત બહાર, કાસ્મીર અને સમુદ્ર સુધી પ્રસરી હતી, એ વાત ધ્યાનમા લઇએ છીએ ત્યારે, ગૂજરાતના આ બે રત્નની અમર પ્રભાઓથી આ સર્વ પ્રવર્ત્તકોને ઉપદેશના બીજ મળ્યા છે, એવુ ભાન થવાને પ્રસગ છે. કોઈ નવો યુગ બેઠો હોય તેમ આખા હિદુસ્તાનમા–સર્વ ભાગમા–આ પ્રવર્ત્તકો નવા દીવા પેઠે પ્રગટયા હતા, અને (જયદેવ અને મીરા સિવાય) તે સર્વ દીવાઓના મૂળ દીવા–નરસિંહ અને મીરા–ગૂજરાતમા તેનાથી આગળ પ્રગટયા હતા.

× × × શ્રી. ગોવર્ધનરામભાઈ આ પ્રસંગને ઉદ્દેશી બોપદેવના ભાગવતનો ઇશારો કરે છે, અને સૂચવે છે કે બોપદેવના ભાગવતની કથા જુનાગઢના રજપૂત રાજ્યમાં જરૂર પ્રસિદ્ધ હોય, અને એ કથાના બીજ અને રહસ્ય નરસિંહ મહેતાની કુદરતી જ્વાલા પ્રગટાવવામાં સાધનભૂત થયાં હોય, એ માનવા જેવું છે.

શ્રીયુત્ ગોવર્ધનરામભાઈના નિવેદનને અંગે એમ પણ કહી શકાય એમ છે કે, નરસિંહ મહેતાની 'પ્રેમ-અગ્નિ' સ્વયં 'રાસ'માં જે મશાલ શ્રીકૃષ્ણચંદ્રે તેમના હાથમાં આપી હતી તેમાંથી જ ઝોક પ્રગટી, અને પછી 'અમર જ્યોતિ'ના રૂપમાં આજ પણ પ્રગટી રહી છે

આળવાર સંતો ........................................

ભરતખંડનો ભાગવત ધર્મ, જે સનાતન વેદકાળથી ચાલ્યો આવેલો છે તે ભરતખંડની ભૂમિ ઉપર કોઈ પણ સ્વરૂપમાં પરાપૂર્વથી પ્રગટ્યા જ કર્યો છે, અને તે ઇતિહાસસિદ્ધ વાત છે. 'આળવાર' સંતો ઇસ્વીસનની સાતમી શતાબ્દિમાં થઈ ગયા છે, અને પ્રિય સજ્જન ! નાગરીજનને વધારે ઉંડો અભ્યાસ કરવાનું વલણ થાય એવા ઉદ્દેશથી ઇસ. સાતમી શતાબ્દિમાં થઈ ગયેલા 'આળવાર' સંતોને અંગે 'કલ્યાણ'ના 'સંત અંક'માંથી નીચેની નોંધ ઉતારીએ છીએ—

"इसी प्रकार दक्षिण भारतके वायुमण्डलको पवित्र करनेवाले कुछ वैष्णव संत भी हुए हैं, जो 'आळवार' के नामसे प्रसिद्ध हैं। आळवारका अर्थ है—" जिसने अध्यात्म ज्ञानरूपी समुद्रमें गहरा गोता लगाया हो।" आळवारोंका प्रेम और आनंदकी वह दिव्य सरिता कह सकते हैं, जो सच्चिदानंद रूपी अगाध समुद्रमें मिल कर ही शान्ति को प्राप्त होती है। आळवार लोक गीताकी सजीव मूर्ति थे, उपनिषद्के जीते जागते नमूने थे, भगवानके चलते फिरते मंदिर थे, और भगवत् प्रेमकी कलकल निनादिनी सरिताएँ थे॥"

પ્રિય સજ્જન વાંચનાર ! આ દક્ષિણ હિન્દુસ્તાનના 'આળવાર વૈષ્ણવ'નું વર્ણન—ગીતાની મૂર્તિ, ઉપનિષદના જીવતા જાગતા નમૂના, અને ચાલતું હાલતું ભગવાનનું મંદિર—આપણા ગૂજરાતના સંત-મહાત્મા નરસિંહ મહેતા—તે મીરાં કવિના 'જંગમ તીર્થ'ને અક્ષરશઃ લાગુ પડે છે.

'આળવાર'ની સૂક્ષ્મ ભાવના, જેમાં મૂર્તિના રહસ્યનું 'ગૂઢ તત્વ' પણ અંતર્ગત સમજાય છે, તે 'અવતરણ' નીચે આપી, તેવી જ સૂક્ષ્મ ભાવના કઈ અજબ રીતે નરસિંહ મહેતાના પદમાં પણ મળે છે, તે બતાવીએ છીએ—

"वैष्णव शास्त्रोंमें यह बातकही गई है की भगवान महा विष्णुने इन आळवारोंकि रुपमें अपनेही श्रीवत्स, कौस्तुभ, वैजयन्ती, वनमाला, श्री, भू, लीला देवियों, अनन्त, गरुड, विष्वक्सेन, सुदर्शन, चक्र, पाञ्चजन्य शंख, कौमुदी गदा, नन्दक खड्ग, और शारङग धनुष्य आदि को संसारमें भक्ति मार्गका प्रचार करनेके लिये भेजा था। ये 'आलवार संत' भिन्न भिन्न जातियोंमें उत्पन्न हुए थे, परंतु संत होनेके नाते उन सबका समान रुपमें आदर हैं॥"

નરસિંહ મહેતાના નીચે ઉતારી લીધેલા પદમાં, આવી જ આળવાર સંતોની ઘટના જેવી ગુંથણી જોઈ શકાય છે, એમ અમે નમ્રતાપૂર્વક માનીએ છીએ, અને જેનો ઉકેલ તો જે મહાત્માઓને આ સૃષ્ટિચક્રને નિયંત્રિત કરતી શક્તિ, જે અધિકારાનુસાર વિધવિધ સ્વરૂપમાં મૂર્તિમંત થઈ દર્શન દેતી હશે, તેજ કરી શકે ! આપણી ફરજ તો તે પદના રચનાર પરમ ભક્ત નરસિંહ મહેતા, અને પદમાં ગુંથાતી દૈવી રચનાને વંદના જ કરતી રહી.

"ધન્ય રે ધન્ય મહા પુણ્ય જશોદા તણું,
પુત્ર ભાવે પરિબ્રહ્મ રાજે:

નંદનો નંદ આનંદ થઈ અવતર્યો,
જોગ બળિભદ્ર સંગે બિરાજે.
અમર આદિ અરધાંગ ગોપાંગના,
વૃક્ષવેલી સર્વ ભામિણી;
ભક્તિ તે રાધિકા, મુક્તિ જશોમતિ,
વ્રજ વૈકુંઠ, તે વેદવાણી.
નિગમ વસુદેવજી, ગાય ગોપી થયા,
દેવકી બ્રહ્મવિદ્યા કહાવે
બ્રહ્માકાર લાકડી, વેણું મહાદેવજી,
પંચવદન કરી ગાન ગાયે.
ઇન્દ્ર અર્જુન, અહંકાર દુર્યોધન,
દેવતા સર્વ અવતાર લીધા;
ધર્મ તે રાય યુધિષ્ઠિર જાણજો,
દાસનો દાસ નરસૈંને કીધો."

( ન. કા. સં. ભ. જ્ઞા. ૫૬ ૩૫ )

શ્રી ગોવર્ધનરામભાઇ નરસિંહ મહેતાના-'ભક્તિ-તત્ત્વ'ની નોંધ લેતા લખે છે કે, "મીરાને ગમેલું 'ગીત-ગોવિન્દ' અને નરસિંહને ગમેલું 'રાસલીલાવાળું ભાગવત', એ ઉભય ગ્રંથોનું પૃથક્કરણ કરીએ તો 'દેવકથા' અને 'દેવ રહસ્ય' એવા બે અંશ એમાંથી નીકળે છે: અને તે ઉપરાંત ભાગવતમાંથી અધ્યાત્મજ્ઞાન, યોગ વિગેરે પણ નીકળે છે, અને સર્વનું શિખરસ્થાન 'પરા-ભક્તિ'માં છે + + + શ્રી. ગોવર્ધનરામભાઇ 'ગુજરાતી સાહિત્ય,' સંસ્કૃતના સંગી કવિઓને હાથે રચાવા લાગ્યું તેની નોંધ કરતાં લખે છે કે, 'એ સાહિત્યમાં દેવકથાથી ઉપક્રમ થયો, અને ભાલણે 'કાદંબરી' જેવી મોટી કથાનું સંસ્કૃતમાંથી ભાષાન્તર કર્યું: પણ તેમણે તો 'ભીમ'ની ભાષામાં બોલીને કહીએ તો સરોવરના કાંઠાના કૂવાનું પાણી પાયું છે, ત્યારે નરસિંહ અને મીરાંએ પોતાના 'હૃદય-પાતાળ'ના ઝરાઓનું પાણી પાયું છે. 'દેવકથા' ઉપરાંત 'દેવ રહસ્ય'ના ચમત્કાર ઉભય હૃદયમાં થઈ રહ્યા છે. મીરાંબાઈ

એમ જાણતાં હતાં કે વ્રજમાં તો એક જ પુરુષ છે, અને સ્થૂલ શરીરના સર્વ પુરુષો તો ભક્ત દૃષ્ટિએ સ્ત્રીઓ જ છે; આવું જ 'નિરહસ્ય જ્ઞાન' અને તે ઉપરાંત 'અધ્યાત્મ જ્ઞાન' એ ઉભયના મયોગ-વિયોગ નરસિંહની કવિતામાં સ્ફુરે છે; એથી તેના ભક્તિના પદ સમજી તેમાં મળેલા પ્રકારની ભાવનાથી તેની 'રૈન ક્રિયા' વાચનારાને જ, આ કવિની અન્ય કવિતાઓનું મહાત્મ્ય સમજાશે."

(પ્ર મા. પત્રિ)

*શ્રી. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી નરસિંહ મહેતાના સંબંધમાં કહે છે કે—એવા ગ્રંથો સામાન્યત; બે પ્રકારના છે શૃંગારના અને ભક્તિના; એનો શૃંગાર, તો ભક્તિમાં લીન થઇ જાય છે, તેમ છતાં કોઇ સાધારણ સમજવાળો મનુષ્ય માત્ર શબ્દાર્થ જ કરે તો, તેને એ ખુલ્લા શબ્દોમાં વર્ણવેલો શૃંગાર, ભક્તિમાં કેમ લીન થાય એમ સમજવું મુશ્કેલ લાગે. શુદ્ધ શૃંગારના દૃષ્ટાંત રૂપે નીચેનું પદ ટાંકલું છે. રાધાને તેડવા લલિતા નામની દૂતિને કૃષ્ણે મોકલી છે, તે એકાંતમાં કૃષ્ણને માટે રાધાને સમજાવી લાવી છે—

" કુંજ સમીપે આવીયા કુંવરીને તેડી કુમાર,
એકાંત સ્થાને રચી સૈયા, મળી કરે રે વિહાર;
અધરને ભીડી હરે શુ, ચૂંબન લીધું ગાલ,
રસીયો તે રસ પ્રીતે પીએ, કંદર્પ રસ રસાળ."

* * * *

નરસિંહનાં ભક્તિના પદોની વાત નિરાળીજ છે. હિંદનાં ધાર્મિક તત્ત્વના ધ્વનિથી એ ગાજી રહ્યો છે, અને 'કૃષ્ણ-ભક્ત' હોવા છતાં, એ ધાર્મિક તત્ત્વજ્ઞાનમાં કેટલો ઓતપ્રોત થઇ ગયો હતો, તે એમાંથી સ્પષ્ટ જણાઇ આવે છે. એક પદમાં મનુષ્યને સંબોધી એ કહે છે—કે

*'ગુજરાતી સાહીત્યના માર્ગસૂચક-સ્થંભો'-પૃ. ૬૬ (શ્રી. કૃ. મો. ઝવેરી કૃત)

" સમરને શ્રીહરિ, મેલ્ય મમતા પરિ, જોને વિચારીને મૂળ તારું,
તું અલ્યા કોણ અને કેને વળગી રહ્યો, વગર સમજે કહે મારું મારું;
દેહ તારી નથી, જો તું જુગતે કરી, રાખતાં નવ રહે નિશ્ચે જાયે,
દેહ સંબંધ તજે, નવનવા બહુ થશે, પુત્ર કલત્ર પરિવાર વઢાયે;
ધન તણું ધ્યાન તું, અહોનિશ આદરે, એજ તારે અંતરાય મોટી,
પાસે છે પિયુ અલ્યા, તેને નવ પરખિયો, હાથથી બાજી ગઇ થયો રે ખોટી;
ભરનિંદ્રા ભર્યો રૂંધી ઘેર્યો ઘણો, સંતના શબ્દ સુણી કાં ન જાગે
ન જાગતાં નરસૈંયા, લાજ છે અતિ ઘણી, જન્મોજન્મ તારી ખાંત ભાગે "
(ન. કા. મં. પદ ૩૩, પૃ. ૪૮૨)

... . "કેટલાક પદ તો ઉપરના પદમા વાપરેલી ભાષા કરતા પણ વિશેષ તત્વજ્ઞાનવાળી ભાષામાં લખાયાં છે. પરંતુ કેટલાંક તદ્દન સરળ ભાષામાં રચાયાં છે, અને તે એના 'પ્રભાતિયાં' છે. એ પ્રભાત માં જ ગાવાને રચાયા છે, અને તેમાં કૃષ્ણની સ્તુતિ પણ છે અને તત્વજ્ઞાનના સત્રે નો ઉપદેશ પણ છે. અને જો કે દેખીતી રીતે જનસમૂહના પ્રમાદ માટે ઠપકા રૂપે લખાયા છે, તોપણ બાનીની મધુરતા સાથે નાગમાર વિચાર ભરપૂર છે."

શ્રી રા. રા. જયસુખરાય જોશીપુરા લખે છે–

"મહેતાજી આદિ કવિ છે તે તેમના ઉચ્ચ કવિત્વને લીધે જ. તેમની લોકપ્રસિધ્ધિને માટે જ તેઓ આત્મદર્શી કવિ છે. વિહાર-વર્ણન ભક્તિ, ઉપદેશ અને જ્ઞાનના પદોથી તેમની કવિતારૂપી લતા પલ્લવિત થઇ રહી છે ...મહેતાજીનો મુખ્ય વિષય નિષ્કામ પ્રેમભક્તિનો છે. ...
( 'ભક્ત કવિ નરસિંહ મહેતા', પૃ. ૩૯ )

શ્રી. કનૈયાલાલ તેમના 'નરસૈંયો ભક્ત હરિનો'માં લખે છે–

" નરસિંહ મહેતો ગુજરાતનો મહાપ્રતાપી 'જ્યોતિર્ધર' છે. એનો પ્રતાપ છેલ્લાં ત્રણસો વર્ષ થયાં ગૂજરાતને ઉજાળે છે. સત્તરમી સદીમાં તે કવિઓને પ્રેરે છે; વિશ્વનાથ જાનીને અમરતા આપે છે,

અઢારમીમાં તે પ્રેમાનંદની મેધાને ઉત્તેજે છે, પોષે છે, ફૂલતી ફાલતી કરી મૂકે છે, કવિકુલને અને વલ્લભ સંપ્રદાયને સમૃદ્ધ કરે છે. ઓગણીસમીમાં એ દયારામને પ્રેરે છે, નર્મદની મેધાને નવી કલ્પના દે છે, દલપતરામ, મનસુખરામ, છોટાલાલને સંશોધવા દોરે છે. ગાંધીજીને વૈષ્ણવમંત્રથી આકર્ષે છે. વીસમીમાં નાનાલાલ, ખબરદાર ને લલિતને ઋણી બનાવી મૂકે છે. મને પણ એની ભક્તિનાં રહસ્ય શોધવા, એના અણઉકેલ્યા કોયડા ઉકેલવા, એનાં ઊર્મિગાનોથી રસસમૃદ્ધ થવા ફરીથી ને ફરીથી પ્રેરે છે. ત્રણ સૈકામાં એના વડે ગૂર્જરાતનાં ક્યાં નરનારી રસસમૃદ્ધ નથી થયાં ?"

"મહેતાજીએ નાગરોનું જગત ખોયું અને વૈષ્ણવજનનું જગત પોતાનું કર્યું; અને કાલાંત સુધી એમના જ કીર્તિગાનનું પ્રાયશ્ચિત કરી, અમર રહેવાનું નાગરોને લલાટે લખાવી દીધું !" (પૃ. ૯૦)

× × × મહેતાજી વૈષ્ણવજનના દર્શન કરાવે છે–

"વૈષ્ણવ જન તો તેને કહીએ, પીડ પરાઈ જાણે રે,
પરદુઃખે ઉપકાર કરે તો, મન અભિમાન ન આણે રે;
સકળ લોકમાં સહુને વંદે, નિંદા ન કરે કેની રે,
વાચ કાચ મન નિશ્ચળ રાખે, તો ધન્ય ધન્ય જનની તેની રે,
સમ દ્રષ્ટિ ને તૃષ્ણા ત્યાગી, પર સ્ત્રી જેને માત રે,
જિહ્વા થકી અસત્ય ન બોલે, પરધન નવ ઝાલે હાથ રે;
મોહમાયા વ્યાપે નહી, જેને દ્રઢ વૈરાગ્ય જેના મનમા રે,
રામનામ શું તાળી રે લાગી, સકળ તીરથ જેના તનમા રે,
વણલોભી ને કપટ રહિત છે, કામ ક્રોધ નિવાર્યા રે,
ભણે નરસૈયો તેનુ દરશન કરતાં, કુળ ઈકોતેર તાર્યાં રે."

"આમ એની જીભે પયગંબરની વાણી વસે છે. એના વ્યક્તિત્વની કલ્પના કરવી સહેલ નથી ...... ......... વ્યાસ, ને ખ્રિસ્ત ને

ઓગસ્ટાઇનથી ચૈતન્ય ને ગાંધીજી સુધીના મહાત્માઓના જીવન-મંત્રની 'મૂર્તિ' બન્યો. જાગતાં ને ઊંઘતાં તે ભગવાન વેદ વ્યાસના આ પરમ સત્ય પર એક જીવંતશક્તિ રચી ગયો.

"मय्येव मन आधत्स्व मयि बुद्धिं निवेशय।
निवसिष्यसि मय्येव, अत ऊर्ध्वं न संशयः॥"

(પૃ. ૯૧-૯૨-૯૩)

ગીતા પ્રેસ (ગોરખપુર)......હિંદી ભાષામાં 'भक्त नरसिंह महेता' એ પુસ્તકના લેખક શ્રી, મંગલ લખે છે કે-

"भक्तराज नरसिंहरामका जीवन अलौकिक बातोंसे भरा हुआ है। हमारी तुच्छ बुद्धिके लिये सारी बातोंका रहस्य समझनां और उन पर विश्वास करनां कठिन है. फिरभी ये बातें हमारे अंदर एक विचित्र आशाका संचार कर सकती हैं; जिसका प्रकाश हमे कल्याण मार्ग पर अग्रसर होनेमें पर्याप्त सहायक हो सकता है॥"



# નૃસિંહ મહેતાનો

## "ભક્તિયોગ અને જ્ઞાનયોગ"

### (શ્રી. ગોવર્ધનરામભાઈ અને શ્રી. આનંદશંકરભાઈની દ્રષ્ટિએ)

"It was my songs that taught me all the lessons I ever learnt: they showed me secret paths, they brought before my sight many a star on the horizon of my heart."

(Gitanjali–Ravindranath Tagore)

**નરસિંહ મહેતાની** 'પ્રેમ-ભક્તિ' તેમનાં પદો-કાવ્યોમા કેવી સૂક્ષ્મ તત્ત્વદર્શી છે, અને તેમનાં દૈવી ગાનમાં તેમનો 'ભક્તિ-યોગ' કેવો રચાય છે, તેમજ તેનાં પદો-કાવ્યોમાં 'તત્ત્વજ્ઞાન' કેટલું ગુંથાઈ રહી, તેમના 'જ્ઞાન-યોગ' નાં દર્શન કરાવે છે, તેને અંગે સુજ્ઞ પ્રિય સજ્જન ! અમે તારી પાસે ગુજરાતની સંસ્કૃતિના મૂર્ત-સ્વરૂપ સમાન શ્રી. ગોવર્ધનરામભાઈ અને શ્રી. આનંદશંકરભાઇ કઇ દ્રષ્ટિએ નરસિંહ મહેતાનાં પદો-કાવ્યોનો અભ્યાસ કરે છે, અને ભવિષ્યના જમાનાના અભ્યાસીઓને માર્ગદર્શક રેખાઓ બતાવી નરસિંહ મહેતાના સાહિત્યની પિછાન કરે છે, તે ટૂંકાણમાં રજૂ રાખવા રજા લઇએ છીએ.

શ્રીયુત ગોવર્ધનરામભાઇ નરસિંહ મહેતાની 'પ્રેમ-ભક્તિ' ને અંગે નીચે પ્રમાણે નોંધ કરે છે. "જે પદાર્થનો ક્ષણભંગ નજરમાં

"અરધ ઉરધ"–'અધઃ ઊર્ધ્વ !' ની માંહી સૂક્ષ્મ પ્રાણાપાન રૂપ અથવા તેથી પણ સૂક્ષ્મતર, આઘાત–પ્રત્યાઘાતમય પ્રવાહ પ્રતિપ્રવાહ રૂપે મહાલતો, અને તે પ્રવાહ–પ્રતિપ્રવાહ રૂપને પણ પોતાનું પોતાનું પારણું કરી દઇ, તેમાં ઝૂલતો 'નરસિંહનો સ્વામી' નરસિંહને પ્રત્યક્ષ દેખાય છે. ગગનમાં ચિદાકાશમાં 'સોઽહમ્' શબ્દનો સાક્ષાત્કાર એ 'સ્વામી' કરાવે છે તો 'રવિ કોટ' (અનંત કોટિ સૂર્યમંડળો અથવા રવિરૂપ કિલ્લો) રૂપ પારણામાં તેની ક્રીડા પ્રત્યક્ષ થાય છે. એવા 'અનંત ઉત્સવ'માં બુદ્ધિ 'પંથ–ભૂલી' એવો ઉદ્ગાર કરતો નરસિંહ કહે છે કે, આવા સ્વામીને આવી રીતે સંતો પ્રત્યક્ષ કરે છે, ને કાજે. એ સ્વામીને 'પ્રેમના તંતમાં ઝાલે છે' —પ્રેમ–સમાધિથી ઝાલે છે—ને ઝાલવાથી આ સાક્ષાત્કાર સંતો પામે છે.

( દયારામનો અક્ષરદેહ, પૃ. ૮૪ )

આ ઉત્સવ જોવાનું સાધન આદિ કવિ અન્યત્ર ધ્યાનને ગણે છે. નેત્રને અંતર્વૃત્તિ કરી સુરતા લગાવવી. પાતાંજળીની ભાષામાં નેત્ર દશ્ય અંત પ્રત્યયની એકતાનતા કરવી, જેથી નાદ, સ્વર અને રૂપ એમ એ બાજે દેખાશે. પ્રથમ તો મોરલીનો–વેણુનો–નાદ સંભળાશે, અને તેની સાથે બીજા અનેક ઝાંઝરી, ઝાલરી, મૃદંગ, ચંગ અને ભેરીના જેવા નાદ પણ એકતાલથી સંભળાવા લાગશે. નાદ–યોગના આવા અનેક સાક્ષાત્કાર થતાં, બીજી પાસથી નેત્ર–યોગના પ્રત્યયનો સાક્ષાત્કાર થશે. 'બ્રહ્મ વ્રજ વનવેલી' દેખાશે, બ્રહ્મ એટલે અક્ષર, બ્રહ્મ એટલે દયારામે કહેલું 'કૃષ્ણ સદન,' તે વ્રજવન, તેમાંના વેલાઓ પ્રત્યક્ષ થશે. તેના લલિત કુંજોમાં શ્રીકૃષ્ણ નિત્ય કેલિ કરતા પ્રત્યક્ષ થશે. 'આદિકવિ' પ્રેમ સમાધિનું આ ફલ દર્શાવી હજી વધારે બોલે છે કે, આ સાક્ષાત્કાર કાજે 'શ્રીકૃષ્ણ' 'સુરત સંગ્રામ'માં વિલસે છે એવું આ ધ્યાનથી અંતે જણાશે. આ 'સુરત સંગ્રામ'નું કાવ્ય' આદિ કવિ'-એ રચેલું છે, એ નામના ગ્રામ્ય અર્થનું ભાષાન્તર આ દેશકાળ



નવ નારી-કુજરનો દેખાવ

આભળી શકે એમ નથી. પણ એ અને એવા અન્ય શબ્દોની પરિભાષા નીચે ગુપ્ત રહેલા વિષયરત્નને આપણે તપાસીશું.

આદિ કવિ એક પ્રસંગ એવો મૂકે છે કે, ગોપીઓએ કૃષ્ણને આમંત્રણ કર્યું, પણ કૃષ્ણ કહે છે કે મારે પગે વાગ્યું છે તેથી ચલાય એમ નથી. 'હાથી' હોય તો બેસીને આવુ. આ ઉપરથી નવ ગોપિકાઓ એક બીજા ઉપર ગોઠવાઈ અને **"નવનારી કુંજર"** નામે પ્રસિદ્ધ ગજ રૂપે આ નારીઓનો 'ગજ' થયો કૃષ્ણને હજી પણ તેમા ન્યૂનતા લાગી, ત્યારે હાથીની સૂંઢ, દંતૂશળ અને કુંભસ્થળની રચના, રાધાએ પોતાનાં અવયવોથી હાથીને શિખરસ્થાને કરી, અને કૃષ્ણને અંકુશ આપ્યો તેના સાથે હાથી વાયુવેગથી ચાલ્યો અને કુંજમા ગયો, ત્યા શ્રીકૃષ્ણે મથુરા જતા પહેલા 'છેલ્લી રામ-લીના' કરી. આ અંકુશ અને ગજારોહણનું વર્ણન 'મ્હેતો' કરે છે–

"કઠિણમા કઠિણ, મૃદુમા મૃદુ, એવો અંકુશ કીધો રે,
સર્વ પ્રેમ ભેગો કરી ઘડિયો, પછી અંકુશ હરિને દીધો રે,
હરિ ન નાસે માટે કરી રચના, પ્રેમ માલા સખી કર લીધા રે."
( બૃ કા. દો ભાગ ૩ )

આમા નવધા ભકિત સમૂહ રૂપ નવ ગોપીઓનો કુંજર, હરિના આમંત્રણ માટે અશકત નીવડયો, દશમી પ્રેમ સમાધિ રૂપ રાધા શિખરસ્થાને ચ્હડી ત્યારે જ હરિ તે ઉપર ચ્હડયા. એ ભકિત સમુચ્ચયની ગતિનો પ્રેરક અંકુશ હરિએ લીધો, અને હરિ પોતે પણ સમાધિના આ સમાધિકાળના સતત યોગમાથી નાસે નહિ માટે તેમને વશ રાખવા બીજી સખીઓએ પ્રેમમાળા હાથમા લીધા. આ સતત યોગમાથી સર્વ મંડળ કુંજવનમા જઈ, રાસ-લીલામા યોજાયું એટલે સુધીનું રૂપક સ્પષ્ટ છે. 'રાધા' તે પ્રેમસમાધિ કાળની 'પ્રીતિ-ભકિત' એ પણ હવે સ્પષ્ટ છે, એટલા સ્પષ્ટીકરણ રૂપ સાધનથી બીજી વિગતનુ પણ સ્પષ્ટીકરણ થશે.